# ટહુકાર.

વસન્ત વિનોદી.

# ટહુકાર.

---


લેખક અને પ્રકાશક,

**વસન્તવિનોદી.**

(ચન્દુલાલ મણીલાલ દેસાઈ),

સુરતીની પોળ, ખાડીયા—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

---

ઈ. સ. ૧૯૧૯.

---

મૂલ્ય રૂ. ૧-૦-૦.

આ લેખકના બીજાં કાવ્યોઃ—

વિધવા.

કુમારિકા.

મૂખ્ય એજન્ટ

રા. સાકરલાલ બુલાખીદાસ બુકસેલર,

રીચીરોડ, અમદાવાદ.

અમદાવાદ
પ્રનળબંધુ પ્રિન્ટીંગ વર્કસમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું
ખાડીયા—જેઠાભાઈની પોળ.

# અનુક્રમ.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|



## મનોભાવના.

# બે બોલ.

કેટલાક મિત્રોના આગ્રહથી મ્હારૂં કેટલુંક લખાણ જનસમાજ આગળ રજુ કરૂં છું.

'કવિતા કઇ કહેવી !' એ વિષય ઉપર અત્યાર સુધીમાં ઘણું વિવેચન થઇ ગયું છે, હજુ થાય છે અને ભવિષ્યમાં જરૂર થશે જ; પરન્તુ કોઈ કાળે પણ એ વિષયે એકમતી થવી સંભવિત નથી. એતો "કપાળે કપાળે જુદી મતિઃ" અને એમ ન હોય તો જગતમાં રહેવું કેવળ નિરસ થઇ પડે. મતાન્તરતામાંજ જગત પ્રગતિનું તત્વ સમાયેલું છે.

વિશેષ શું લખું ?

હ્રસ્વદીર્ઘના ચિન્હ મૂકવા માથાકૂટ કરી નથી.

અન્તે રા. ભાઇ કેસવપ્રસાદ છોટાલાલ દેસાઈ અને રા. ભાઈ વૈકુંઠલાલ માધવલાલ દેસાઇ એ બન્ને ભાઇઓનો મ્હને કેટલીક અગત્યની મદદ આપવા માટે ઉપકાર માનું છું.

વસન્તવિનોદી.

# ગીત પંખીને

આવો આવો પંખીડારે, ઉડી મીઠા ક્યાંરે ગયું !
વ્હાલા ! શોભે શું આવૂં રે, પીઓ ઝરણું હૈયે વહ્યું;

નિર્મળ ઝરણાંનું વારિ રે, પ્રભુ ઘરથી ગાતું સરે,
પંખી ગાનાને ઝીલી રે, મધુર ગજવો જગને રવે;

મ્હારા હૃદયમાં ખીલી રે, કૈં કૈં કુમળાં ફૂલો હસે,
જાઈ જૂઇ ચમેલી રે, સર્વે ગુલાબોયે વસે;

રાતાં પીળાં પચરંગી રે, વ્હાલે ન્હાના મ્હોટા સઉ,
આવો આવો પંખીડા રે, સૌયે ફૂલો ત્હમને દઉં;

મ્હારા અન્તરમાં ઉગે રે, મેવા મૃદુ સ્વાદ ભર્યા,
આવો આવો તો આપું રે, પંખી લ્યો લ્યો ચાખો ભલા !

જેવા તેવા નહીં મેવા રે, સ્વર્ગી એમાં સ્વાદ રમે,
આવો ચાખીને જૂઓ રે, ત્યારે સૌયે ખબર પડે.

મ્હારા હૃદયમાં ખેલે રે, હવા લ્હેકી લલિત રૂડી,
આવી મીઠા ત્યાં ખેલો રે, વ્હાલા સૂખે મનહર બની;

વ્હાલા તમ શું નહીં આવો રે, હૃદય લીલા જાશે સૂકી,
થાશે વગડો જ્યાં વાડી રે, વ્હાલા આવો હઠતા મૂકી;

વ્હાલા જો તમ ના આવો રે, જાશો નહિં કો' અનઘડ ઘરે,
બોલી મ્હોંડેથી મીઠું રે, પીંખી દેશે ત્હમને અરે;

વ્હાલા જાઓ તો જાજો રે, કોઈ રસિયા ગુર્જર ઘરે,
રે'જો નિત્યે આનન્દે રે, યાચું એવું પ્રભુજી કને.

# ઉષા.

સૂવર્ણ હાસે ઉષા રમે છે ગુલાબિ પટકુળ ઓઢી,
રાચો નવલાં હાસ્ય ઝીલીને પ્રેમે હૈયાં ખોલી,
અયે ! ભરત બાલ વ્હાલાં.

વિહંગ સ્નેહી મધુર ઉષાના અન્તર આશિષ રેલે,
દિવ્ય તેજમય ઉત્સાહ કયમ ના હૈયે ઝળકી ખેલે
અયે ! ભરત બાલ વ્હાલાં.

અનેર મીઠી આશે વીંટી સમિર સૌરભ વેરે,
વિરલ રંગમાં હૈયાં કયમ ના કુદી કુદી રેલંછેલે,
અયે ! ભરત બાલ વ્હાલાં.

દેશોદય દીનકર શુભ પગરવ ઉષા સાને સમજાવે,
હિમગિરીબલે મધુ ધર્મ સજીને પૂજો ઉંડે ભાવે.
અયે ! ભરત બાલ વ્હાલાં.

# પ્રભાત.

વિશુદ્ધ હૈયાં પંખી રેલે,
તેજસ્કર સુર સમિર ખેલે,
ગુલાબિ પ્રતિભા દીનકર વેરે,
ગીત પ્રભૂના ગાજે.

પ્રફુલ્લ વાદળી વ્યોમે લળકે,
આશભર્યાં નિર્મળ ફુલ મલકે,
અનેર જીવન હિન્દે ઝળકે,
સ્નેહ જ્યોતિ રસ રાજે.

## 'જય ! હિન્દ બાલ આપણુ હો !'

જયે ! હિન્દ બાલ આપણુ હો !
જય ! જય ! હિન્દ બાલ આપણુ હો !

કયમ થનગન હૃદય ન નાચી રહે !
કયમ રગરગ રક્ત ન કૂદી વહે !
કયમ યોગ્ય ખુમારી ન શીર ચહે !
બસ્ હિન્દ બાલ—૦—જયે—૦

ભલે મઢ કો' હિન્દ નમાલી કહે,
ભલે અવગુણ કો' ભલી હિન્દ લહે,
પણ દિવ્ય ભૂમિ આ એકજ છે,
તે હિન્દ બાલ—૦—જયે—૦

ભઙ હિન્દ સમી રમ્ય બીજી કહીં ?
મૃદુ વિશ્વ ખુબી હસી હીંચી અહીં,
સુરી સાત્વિક લહર શીત સીંચી રહી,
તે હિન્દ બાલ—૦—જયે—૦

સૌ ધર્મી આવો હળી મળીએ,
નૂરે–હિન્દ ઝળળવા પણુ લઇએ,

ક્યમ મહિં મહિં કાપી લડી મરીએ,
સૌ હિન્દ બાલ—૦—અયે—૦

કદી નિજ—હિતી કો' લડવા પટવે
ચૂર નયન—શરે કરીએ શઠને,
ગિરિ નિશ્ચયથી વદી હર ડગલે,
સૌ હિન્દ બાલ—૦—અયે—૦

સૌ આવો આવો પણ લઇએ,
ક્યમ ભીરૂ બની પાછા પડીએ,
છો પ્રાણ પળે નહિ પીઠ ધરીએ,
જય ! હિન્દ બાલ—૦—અયે—૦

૧૧

# “ દેવી ! દર્શન ક્યારે થાશે ? ”

## સ્વતંત્રતાને પ્રશ્ન:—

ક્યારે ભયઘટ વાદળ જાતાં કુદરત ગીતાં ગાશે ?
પ્રભુ તેજીલી દેવી ત્હારાં દર્શન ક્યારે થાશે ?
ક્યારે નિર્બળ રોતી નદિયો નિર્મળ હસતી જાશે ?
બલવત્ તુજ ઉરઝરણાં ક્યારે જીવનમાં ભેળાશે ?
અમ અન્તર કાજલ અન્ધારાં ક્યારે સંકેલાશે ?
ઝગઝગતાં તુજ નયનાં ક્યારે કલ્યાણી ફરકાશે ?
ગિરિ ધ્રુજવન્તા વાયુ ક્યારે શાન્તિ સોડે સરશે ?
તુજ અમીરી સૂર ઝીલી ક્યારે જીવન ઉમદા બનશે ?

## દેવીનો ઉત્તર:—

અભેદ પ્રેમથી સમગ્ર હીતમાં નિજહીત જવ ગુંથાશે;
કાળાં વાદળ ત્રુટતાં સરતાં ધીમાં વીખેરાશે.
શનિદેવ શાન્તિના ચરણ જ્યારે આછા થાશે;
જીવન સરિતડી મીઠી લ્હેકે અલબેલી બની ગાશે.

મયૂરવાહિની મધુર દેવીનું સાધન શુભ સન્ધાશે;
અન્તર અન્ધારાના પગલાં યમ ઘર ભણી મણ્ડાશે.
સ્વધર્મજંગી જન ઘુમશે ’ને નીતિ પાન પિવાશે;
ભયકર વાયુ વેષ બદલશે કોમલ વેણુ વાશે.
સ્વાર્થત્યાગની ઉન્નત દિક્ષા અન્તરથી લેવાશે;
ત્યારે મ્હારા હૈયાના સૂર તમ હૈયે રેલાશે.

# માતાને વન્દન.

નમન નમન પ્રિય માત અમ્હારી નમન નમન પ્રિય માત,
અમ અન્તરની દેવલડી હો નમન ત્હને દીનરાત.
માવડી નમન ત્હને દીનરાત. નમન૦

અજબ વિરલા વીરની જનની ભવ્ય દીધા સન્દેશ,
અન્ધારેથી વિશ્વ ઉગાર્યું પલટ્યું નવલે વેષ.
માવડી નમન ત્હને દીનરાત. નમન૦

દિવ્ય સ્નેહનાં નિર્મળ ઝરણાં અમ હૈયે રેલાય,
પ્રેમ હલક ભક્તિની જાણી ત્હારે ચરણે જાય,
માવડી નમન ત્હને દીનરાત. નમન૦

તુજ સૌખ્યે અમ હિત સમાયાં તુજ જ્યોતિ અમ તેજ,
માંવડી ત્હારે પૂણ્ય આંગણે ભસ્મ થયા સૌ ભેદ.
માવડી નમન ત્હને દીનરાત. નમન૦

અગણિત ત્હારા બાળ અમ્હેપણ એકજ છે લલકાર,
જગતમહિં વીરરંગ જગવશું કરશું તુજ જયકાર.
માવડી નમન ત્હને દીનરાત. નમન૦

# જનની સેવન.

જનની સેવનનો મધુમધુરો અવસર ક્યાં મળેરે,
અવસર ક્યાં મળેરે જગજીવ્યૂં ફળેરે.

નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરહીર પાતી હૈયે હુલવે,
અલ્પ સાટું પણ અમિત ભારનું ક્યાં વળેરે;
જનની૦

પ્રભુપુર ગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અન્તર ઝલકે,
નવનવ સાજે શીખ દે સાને પળે પળેરે;
જનની૦

ઉત્તમ શોણિત જનની કાજે,
રેલાયે શું વધુ કે'વાશે,
કિસ્મત ક્યાંથી ભારતિ હિત કાયા ઢળેરે !
જનની૦

# અમ્હે તો ભરત ભૂમિના બાળ.

અમ્હે તો ભરત ભૂમિના બાળ,
અમોને કેવલ એપર વ્હાલ
નિરંતર કેવલ એપર વ્હાલ.

સ્વર્ગ સમી પરભૂમિ સુન્દર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં એને તેજે પળભર નહીં ચમકાર.
અમ્હે તો૦

રંક ભલે રહી માત અમ્હારી તદપિ તે અમ પ્રાણ;
હેયાંગેલ સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન.
અમ્હે તો૦

અવર ભૂમિની ભૂરકીમાં નહિ ભરત અમે ભૂલનાર;
પરમાતાના લાડ લૂખેરાં તે શું દુઃખ દળનાર.
અમ્હે તો૦

અનેર વ્રત કંઈ અમ્હે ઉજવીશું ઝગતા સુર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમ્હે તો૦

# અમ્હેતો હિન્દના બન્દા.

અમ્હેતો હિન્દના બન્દા, અમ્હારી વાત ન્યારી છે,
અમ્હે વીર રંગથી છાંટયા, અમ્હારી ટેક ભારી છે.
નહીં પરવા અમીરીની, નહીં પરવા ફકીરીની,
નહીં પરવા સીતમગરની, અમોને માત વ્હાલી છે.
ઝનૂની છો અમોને કહે, ભલે નાદાનમાં લેખે,
ભલે ગાફિલમાં ગણતાં, ન દલગીરી અમ્હારી છે.
બધા પંતુજી થઇ ફરતા, અમ્હારે ધ્યાન નામર્દી,
વધે જોખમ ચઢે જુસ્સો, બલિહારી અમ્હારી છે.
ભલે કૂબેર ભંડારી, અખૂટ દોલત અધિકારી,
ગણે નિચ સ્વાર્થ જો પ્યારી, અમ્હારે મન ભિખારી છે.
ભલે પંડીત પૂરાણી, વદે નિત્યે શૂરી વાણી,
નહીં સત્કર્મગત જાણી, અમ્હારે મન ગમારી છે.
ભલે લક્ષ્મિથી લૂણા હો, ભલે વિદ્યા વિખૂટા હો,
કદી પરહીત છે શૂરા, અમ્હારે રાજધારી છે.
ખમ્યૂં તે સૌ ભુલી જઇશૂં, સુકયૂં તે સૌ હસાવીશૂં,
અવલ જાદૂ ચલાવાની, વડી હિંમત અમ્હારી છે.
ભલે અમ થાય કુરબાની, નહીં પરવા જરી એની,
અમ્હે બસ્ મસ્ત અમ ધૂનમાં, અમ્હારી ખલ્ક ન્યારી છે.

# અજબ ધૂન.

આજે અમ્હારે આંગણે કૈં અજબ ધૂન લાગી રહી !
મોહન અમોલી વાંસળી શી ભક્તિની વાગી રહી !

નહિં તુચ્છ હૃદયી સ્વાર્થલીની છાંય અહિં નજરે પડે;
ભડવીર આત્મન આહુતિની જ્યોત શી જાગી રહી !

આજે—૦

ઉષા અમ્હારા ઉદયની હૈયાં ઉછાળે વ્યોમમાં;
સારી ખુમારી ખલ્કની અમ શીરમાં નાચી રહી !

આજે—૦

નવ આશ' ને શૂર સ્નેહના રંગો ભૂલાવે ભેદને;
શી માવડીના પ્રૌઢ બળની નોબતો ગાજી રહી !

આજે—૦

# બે ચિત્ર.

વિજય ડંકના ઘોષ સુણીને ભડ ભડકંતા ભારી,
લલિત વપુની રમણિયતાથી ઇન્દ્ર બુદ્ધિ ગઇ હારી,
ધર્મનીતિ' ને ટેક શૂર રહ્યું વિસ્મયી જગત નિહાળી,

બહાર ઠાઠ શા ત્યારે !

સુવર્ણથી અંકિત રત્ન જડિત ઝળે મુકુટ રૂપેરી શીરે,
ભાર વિશાળે મંગળ ટપકી, શ્વેતાંબર ધર્યા વીરે.

સમય હાલ કળકળતો આવ્યો, શબ્દ શ્રવણ ના થાયે,
દુર્બળ કાયે નિર્બળ હૃદયે, દુઃખ પોકારે જાયે,
ધર્મ નીતિ'ને ટેક ચૂકથી, મર્દ કાયરો હાયે !

ભરત રડત નિહાળ્યું.

ફાટયાં માગ્યાં વસ્ત્ર સજી હા ! ફરે ઉઘાડે શીરે,
દૂબળીયા હા ! મલિન વેષમાં ભરત હૃદય અમ ચીરે.

# વીર ! જાગો જાગો રે.

વીર ! જાગો જાગો રે;

હિન્દ રડત દુઃખથી હાય,
હૃદય તમ શૂં નવ ચીરાય !
માત રૂદન કયમ ખમાય !
સુજન જાગો જાગો રે.

કાન્ત વદન કરમ્યું હાય,
અબલ બનેલ ધ્રુજત પાય,
કમર કઠિન નવ રખાય,
શો સજેલ વાગો રે.

છિન્ન ભિન્ન શી જણાય,
અનુપ માત હિન્દ હાય !
રાત દીન ક્ષીણ થાય,
તદપિ શૂં ન દાગો રે.

રિબત માત કયમ ઉંઘાય !
ભવ્ય મનન કરી સહાય,

અધમ દ્વેષ પટકી પાય,
હિન્દ સૌખ્ય સાધો રે.

રમ્ય દિવ્ય લો ઉપાય,
યત્નમાં છો જીવ જાય,
હામ તો પ્રભુજી સ્હાય,

વીર ! જાગો જાગો રે.

# સ્વરાજ્યની દેવીને.

અયે મધુરી દેવી હો ! હે ! આત્મ તારિણી માત હો !

સુવર્ણની તુજ પાંખડી,
દેદિપ્ય મંજુલ આંખડી,
સુર મોહિની ! મૃદુ કાયિની ! તૂં,
અયે–૦

જ્યાં જ્યાં કુંળી પાંખો ફરે,
શીત સૌખ્ય છાયા ત્યાં ઠરે,
રસ કનકનો ધરણી ઝરે નિત,
અયે–૦

નિર્મળ નયન હસતાં નમે,
શિળી તેજ સુરખી ત્યાં રમે,
કૌશલ્ય વિદ્યા ઉગી ઝુમે પુર,
અયે–૦

નીતિ ટેક શૂરની માવડી,
ભડ આત્મયજ્ઞ શીખાવતી,

ઉંચ આશયી દિશ દાખતી શુભ,

અયે—૦

તુજ ક્રોધ ત્યાં ભડકા બળે,
રણુ ગ્રિષ્મના તડકા સમા,
રસહિન દિસે રસભર ભૂમિકા,

અયે—૦

ઉજ્વલ દીવા ભલે છો હસે,
રવિ જ્યોતિ વિણુ કુદરત રડે,
આ હર્ષ વ્યર્થ તુજ હાસ્ય સૂના,

અયે—૦

બુદ્ધિ રિપુ ક્ષયકર ગુણો,
કુડ કુસંપ આદિ નિશાચરો,
ભૂમિ મહિં કુદે તુજ દૃષ્ટિ નહિં જ્યાં,

અયે—૦

* * *

અતિ અવકૃપા કયમ આવડી,
હિન્દે કરી હે ! માવડી,

- નિર્મળ બને પ્રિય રડીગળી, હા !

અયે–૦

જરિ દયા હવે દિલ આણને,
મુજ દેશને ઝલકાવને,
મીઠી નજર મલકાવીને તૂં,

અયે–૧

# ગુર્જરી સ્તવન.

શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાં રે લોલ.
રમત વાટમાં રે લોલ, ફૂરીએ સહિયર નીતિ સાથમાં રે લોલ.
શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાં રે લોલ.

હર્ષે આંજી આંખડી રેલી મીઠા સૂર;
નૌતમ સ્નેહે ઉજળીએ ઉત્તમ ગુર્જરી નૂર.

સખી ! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ !
ભલી હિન્દની રસીક ભૂમિ ગુર્જરી રે લોલ !
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ !
સખી ! ગુર્જરી વિલાસવાડી આપણી રે લોલ !
શીળી રાતમાં રે–૦

હૃદયતણા પણ હૃદયથી નમીએ સૌ જગરાય;
જન્મ દીધો આ ભૂમિમાં કુદરત જ્યાં છલકાય.

તીણું ગાતી મીઠી નદિયો હ્યાં શી રમે રે લોલ !
પૂરાં ખીલી ઝુલી ખેતરાં ધીરાં હસે રે લોલ !
વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફળ ફૂલ છે રે લોલ !

સખી ! મધુરકણ્ઠી પંખીડાં પણ શાં વસે રે લોલ !

શીળી રાતમાં રે–૦

મનહર મોહક ભૂમિ આ આપણ એના બાળ,
નિર્મળ નેહે શું નહીં ધરિયે એપર વ્હાલ ?

સખી ! માત માટે હૃદય શું ના બાળીએ રે લોલ !
સખી ! ગુર્જરીનું હીત શું ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ શું ના છાંડીએ રે લોલ !
સખી ! સમય આવે પ્રાણને પણ પાડીએ રે લોલ !

શીળી રાતમાં રે–૦

# મેઘનાદ.

મ્હારે આંગણુ ખેલે આજ હો ! જાદૂભર્યો મેઘનાદ.

અંગ અંગે રંગ નવલ હીંચાવે,
નયન પૂરે લલકાર;
અન્તરમાં કાંઇ અદ્દભૂત હસાવે,
દિવ્ય જ્યોતિ ઝલકાર.
વ્હાલાં ! અલબેલો મેઘનાદ. મ્હારે–૦

પરિમલ વાયુ પ્રભુ પ્રીત છાતા
ભવ્ય કરે સુરનાદ;
નવરંગ કુદરત લળી લળી ખેલે,
નૌતમ- વીરલ રાસ.
વ્હાલાં ! કોડીલો મેઘનાદ. મ્હારે–૦

રસભર વાદલ રમતાં ઝમતાં,
પાતાં નૂતન પ્રાણ;
પ્રેમળ ફુલડાં નીંદથી જાગી,
વ્હેંચે અમોલી લ્હાણ;
વ્હાલાં ! મોંઘેરો મેઘનાદ. મ્હારે–૦

નિર્મળ નદી નવ જીવન પામે,
રણતૂરી જલધિ વાય;
ચાતકડાં કાંઇ ટળવળતાં તે,
મોહભર્યાં મલકાય.
વ્હાલાં ! રંગીલો મેઘનાદ. મ્હારે-૦

ઉન્નત મોરલિયા રસ રાચે,
રસહીના થરકાય;
સિંહ વીરા ઘોર ગર્જન ગાજે,
કાયર તે સંતાય.
વ્હાલાં ! રસભીનો મેઘનાદ. મ્હારે-૦

અજબ જીવન દેશમાં જાગે,
જ્યાં ત્યાં જડે શૂરવાદ;
દિવ્ય પ્રભા મીઠી દેશમાં ઝળવે,
**વીર હૈયાં મેઘનાદ.**
વ્હાલાં ! જાદૂભર્યો મેઘનાદ. મ્હારે-૦

# દેશ ભક્તિ રમત છે મોંઘી.

મોંઘી મોંઘી રે ભાઇ મોંઘી,
દેશ ભક્તિ રમત છે મોંઘી.

કાયર જનનું કામ નહિં ત્યાં હિચકારા શું કરશે,
નામ સુણી જે હબકી જાતાં રમતમાં ક્યમ ભળશે;
રે દેશ ભક્તિ—૦

જીવ સાટાનું કારજ કપરૂં બકવાદે નહિ બનશે,
ભય દેખીને ડાહ્યાં થતાં તે કેસરિયાં ક્યમ કરશે;
રે દેશ ભક્તિ—૦

સ્વારથિયાં સૌ બાના બતાવી છગ દઈ પાછાં પડશે,
પ્રભુ બાળો કોઇ સિદ્ધજનો તે અડગ રહીને અડશે;
રે દેશ ભક્તિ—૦

## દાદાને.

મીઠી દેશની સેવા માની એતે ધન્ય જીવ્યું જગ માંહ્ય;
પરખ્યું સૌ સુખ દેશ પછાડી પ્રીતે નમીએ ત્હેને પાય.

સ્વાર્થ પાન લહ્યું વિષ હલ્લાહલ નહિં સ્વપ્ને પણ ભાન;
રોમ રોમ'ને રક્ત અણુંમાં કેવલ દેશનું તાન.
ત્હેને નમીએ નીચા પાય. મીઠી-૦

'દેશ ભક્તિ સૂર વસન્ત વેણુ કોકિલ મંજુલ ગાન;'
અચલે વિમલે અન્તર લહીઆ, ઝુકવે ઝુમવે પ્રાણ.
નમીયે શતધા ત્હેને પાય. મીઠી-૦

દેશોદય ગિરિ પન્થ વિકટ અતિ તદપિ ભડ ભીમ હામ,
સતત કૂદે મન 'દેશ રડે ત્યાં ધીઃક લીધો આરામ.'
નિશ દીન નમીએ ત્હેને પાય. મીઠી-૦

દેશ તાત પીડાતો ભાળી હૈયું ગળી ગળી જાય;
દેહ ત્યાગે પણ દેશ ઝળળવા ધર્મનિધિ ગજવાય.
ત્હેને નમીએ લળી લળી પાય. મીઠી-૦

દિવ્યાત્મા હો અક્ષય દાદા ! સોંપી દેશને કાય,
જગપતિ ઘરથી આશિષ દેજો વિનતી નમ્ર સદાય.
ત્હને તો પળ પળ નમીએ પાય. મીઠી–૦

# મહાત્મા ગોખલેને.

હે ! આત્મ ત્યાગી જગતસેવક વીર ઉંડા ભાવના,
હે ! સ્વર્ગવાસી રૂષી ઝીલો વન્દન અમ્હારાં વ્હાલનાં.
હે ! આત્મ ત્યાગી–૦

કમ ભાગ્ય છે અમ દેશનાં,
બહુ કર્મવીરની ન્યૂનતા;
કાયર ઘણા પંડિત ફરે,
નિત દંભશૂરે ઘૂમતા.
હે ! આત્મ ત્યાગી–૦

અમ અધમ અન્તર પૂરજો,
કૈં તેજ નવલાં સ્વર્ગનાં;
નિઃસ્વાર્થભાવે સ્નેહગીતો,
રે' જગત રેલાવતાં
હે ! આત્મ ત્યાગી–૦

ભાંડુ ભલા અમ છો ત્હમે,
જાસૂસ અમ્હારા તમ થજો;

કે વિનવજો જગ તાતને

હે આત્મબળ તમ સમ થવા.

હે ! આત્મ ત્યાગી–૦

# પૂજ્ય ગોવર્ધનરામને.

## નિવાપાંજલી.

સૂર્ય અમ્હારો અસ્ત થયો પ્રભુ પ્રકાશ કયાંથી પડશે,
અગમ્ય ઉંડા અન્ધારામાં રસ્તો કયાંથી જડશે,
અમ નયનામાં તેજ અમોલાં કયાંથી આવી ઝળશે,
હરે ! હો ! કયાંથી આવી ઝળશે.
કણ્ટક વાટે દોરવનારા નિશચર પથ આથડશે,
વીર અમ્હારો ગુમ થયો હા ! વ્હાર હવે કોણ કરશે.

સૂર્યકૃપાથી ચન્દ્ર ચલકતો કદી આવી મલકાશે,
એથી શું કાંઈ વિશ્વ ખીલવતી ખૂબીએ નયનાં ન્હાશે !
બલકર મધુરી સત્તા વિણ શું કુદરત ગીતાં ગાશે,
ના, ના, ઠાલી તેય રીબાશે.
નવ પલ્લવ નવરંગીવાડી દીનમણી વિણ અકળાશે,
મોંઘી મ્હારી ગુર્જરગિરા પ્રિય ગોવર્ધન પાખે.

પ્રિય ગોવર્ધન કર જ્યાં ફરકયા ત્યાં મનમોહક નિરખ્યું,
કથિર હતું તે પણ સૌ પલટી કંચન થઇને ઝળક્યું,

કટુ માની અળગું કરતા તે મીઠું ગણી મન હરખ્યું !
અરે ! ત્યાં ઉલટું નવલું પરખ્યું !
સુર પ્રાસાદિક વીર મંત્રીની જોડ હવે ક્યાં થાશે !
દિવ્ય પંખીના કોમલ ગાનાં શિખેલો શું ગાશે !

છિન્નભિન્ન ઢાંકેલી ભાળી ગુર્જરિગિરા વ્હાલી,
લક્ષ્મિ કામણ તુચ્છ લહી બન્યો સરસ્વતિ પૂજારી,
વિધ વિધ વેશે વિનવી દેવી માત બોલી શણગારી,
હરે ! હા ! ગુર્જરિને શણગારી.
અનેર ઉન્નત હૃદય કુલિનતા હવે ક્યાંથી હા ! મળશે,
પવિત્ર સરલા યોગીવિણ હા ! વ્હાલી વાણી રડશે.

બાહ્યાડંબર દૂર કર્યા સૌ દિવ્ય હૃદય દીપાવા,
દોડંદોડી કાંઇ નવ કીધી કીર્તિનેય મનાવા,
મોહી પડી કીર્તિ ગઇ ધસતી ગોવર્ધન પ્રિય થાવા,
હરે ! હા ! ગોવર્ધન પ્રિય થાવ..
સાધુપણામાં મોટમ માની યજ્ઞ અમોલા કીધા,
વિમલહૃદયની ધૂન મચાવી દાન અજોડ કીધાં.

અતૂલ અદ્‌ભુત શક્તિ છતાં પરદોષ ઢૂંઢી નવ મલકયો,
સૂર્ય હતો પણ સૌમ્ય હૃદયનો વ્યર્થ તાપે નવ ઝળકયો,
સ્નેહ નયન ફરકાવી સુન્દર ફુલ વેરી ચિત હરખ્યો.
હરે ! હા ! ફૂલ વેરી ચિત હરખ્યો.

સ્નિગ્ધ હૃદયનો શૂરો એવો ગુર્જરિ ક્યારે જોશે !
શ્યામ વસનમાં ઘટ અન્ધારે રડવડતી હા ! રોશે.

પૂણ્યવિનય જીવનમાં ગુંથી ઉન્નત દૃષ્ટિ ધારી,
અહંમાનની હઠતા દુખકર કીધી નવ કદી વ્હાલી,
જગ નયના ખેંચાવા જ્યાં ત્યાં સ્વશ્લાઘા નવ આણી,
અરે ! હા ! અધમ કાર્ય એ જાણી,

ભવ્ય હૃદયની પ્રતિમા બીજી પ્રભુજી ક્યારે મળશે,
કેવલ એની કૃતિમાં કંઇ કંઇ આછી છાયા જડશે.

ગોવર્ધન મલકાતો દેખી મનહર પંખી ગાતાં,
કુમળાં હૈયાં વિખુટાં પડતાં ટળવળશે મૂઝાતાં,
નિરાશ થૈ મધુ કણ્ઠ સૂકવશે બ્હાવરડાં બની જાતાં.
હરે ! હા ! બ્હાવરડાં બની જાતાં.

કલંકહિન દીનકર સમ્ભારી કુલવન્તાં સૌ રોશે,
જેને જોઇ હસી કુદતા'તા ત્હેને ફરી નવ જોશે.

અન્તર અણુઅણુ સુર ગુણ રાચે ત્યાં તુજ ગુણ શા ગાવા !
હે ગોવર્ધન ! પ્રિય ગોવર્ધન ! પ્રણામ પળપળ મ્હારા,
પ્રભુકુલ સાથે હસતાં ફરતાં સ્વિકારજે હો વ્હાલા !
હરે ! હો ! સ્વિકારજે હો વ્હાલા.

વળી ત્હારી મ્હારી હૈયાં વ્હાલી વાણીને નવ ભૂલજે,
જગ વિખ્યાતી એને મળવા જગનાયક વિનવજે.

# સાધુચરિત નારાયણને.

મોહક મંત્રો ખૂબ લગાવી,
જ્ઞાનસરિત મૃદુ શી પ્રસરાવી,
અનિલ લહર શી શીતળ આવી,

ધન્ય છે સાધૂ

દુઃખડાં વેઠ્યાં જગને માટે,
પ્રદેશ સેવ્યા જગ સુખ ખાતે,
સ્વાર્થ વસ્ત્ર ફેંક્યું દૂર ખાંતે,

ધન્ય છે સાધૂ !

ત્હારી સરિતા નિત્યે વ્હેશે,
તપતાં હૈયાં શાન્તિ લેશે,
નવજીવન મરતાંને દેશે,

ધન્ય છે સાધૂ !

# સ્મરણાં.

કોયલડી ત્હારા ટહુકાના પડઘા અન્તઃર વાગે,
ટુહુરવ વ્હાલી ! મધુરો મધુરો પળે પળે વધુ જાગે,
નિરાશ હૈયું ત્હને શોધતું ચેતનહિન રડી થાકે,
અરે હા ! ચેતનહિન રડી થાકે.
વ્હાલી ! વ્હાલી ! હૈયું મ્હારૂં ખાલી ખાલી લાગે,
મધુરી માલણ ત્હારા વિના રોતું તે સૂકાશે.

વ્હાલી તુજશું સબન્ધ પ્હેલાં સ્ત્રીને હલકી માની,
જગત વિનાશિની એને કહીને જે તે લવતો વાણી,
'સ્ત્રીને લીધે દુઃખપુર જગ છે' એજ એજ મન જાણી,
હરે ! હા ! કેવલ એ મન જાણી.
વ્હાલી હા ! પણ તુજ શું ભળતાં સ્ત્રી ઉત્તમતા ભાળી,
કોમલ સ્ત્રી વિણુ જગત બને હા ! ફૂલ ફુલ સૂની વાડી.

ભલે ડાહ્યલા સ્ત્રી તરછોડી ગુમાનમાં બહુ મ્હાલે,
ભલે સ્વાર્થી નર સ્ત્રી સુખ દેખી બળી બળી મન બાળે,

સ્ત્રીની ઉત્તમતામાં અવગુણ હલકટ કો' ભલે કાઢે,
હરે હા ! હલકટ કો' ભલે કાઢે.
સ્ત્રીની રમણિયતામાં એથી ઓછું કાંઇ નવ થાશે,
દુઃખપુર જગમાં શીતળ સુખ સ્થળ સ્ત્રી વિણુ બીજું ક્યાં છે !

મ્હારી મધુરી સુખ સ્થળ મીઠી તૂં તો અહિંથી ચાલી,
બળબળતા આ જગવેરાને રહ્યો એકલડો વ્હાલી,
થાકી જાતાં ઘટ વેરાને વિશ્રાંતિ ક્યાં વ્હાલી !
હરે હો ! વિશ્રાંતિ ક્યાં વ્હાલી !
નિર્જનવનમાં કણ્ઠ સુકાતાં પાણી ક્યાંથી મળશે,
વ્હાલી ! વ્હાલી ! ત્હને સમ્ભારી હૈયું નિત તરફડશે.

જગતનિધિના ઉંડા પાણી અતિ વિસ્તારી કાળાં,
સમિરના સુસવાટા જવાં બહુ, પન્થ ખરાબાવાળા,
એકલ હાથે પાર ઉતરવા એ સૌ ફાંફા ઠાલા,
હરે ! હા ! એ સૌ ફાંફા ઠાલા.
મધુર સુકાની સાથે મળતાં સૌયે સરખું ચાલે,
સમુદ્ર પાણી મીઠાં લાગે સમિર ગાતો મ્હાલે.

સરજનહારે વિશ્વલીલીથી સુન્દરતા સૌ વીણી,
અનુપમ રીતે ભેળી ગોઠવી કળા વાપરી ઝીણી,
મર્ત્ય જગત પર સ્વર્ગ બતાવા પ્રગટાવી મધુ રમણી,
અરે ! હા ! પ્રગટાવી મધુ રમણી.

જગ તારિણી આ રમણી અરે અવગણના કયમ થાયે !
કૃપા અજોડી પ્રભુજીની કયમ સ્વાર્થ મહીં વિસરાયે.

ભલે મૂઢ નર હૃદય છાછલે માને હલકી નારી,
'સ્રીની બુદ્ધિ પાની મહીં' કહી ભલે નાંખે ઉતારી,
પ્રભુએ તદપિ એની શ્રેષ્ટતા જગમાં સ્થાપી સારી,
ખરેખર જગમાં સ્થાપી સારી.

કોમલ હૃદયની એને પરખી સદ્દગુણ સલૂણા નિરખી,
માત થવાનું માન અમોલું દીધું પ્રભુએ હરખી.

જગત ગમે તે લવી મરે પણ નારી પાછળ ચાલે,
નારી નચાવે ત્યમ સૌ નાચે ગર્વ ભલે મન ધારે,
સર્વ જગત પર સ્રીની સત્તા ના એની કોણ પાડે,
હરે ! હા ! ના એની કોણ પાડે.

જાતની ઘરની દેશની દોરી સૌ નારીને હાથે,
નારી તરાવે સૌયે તરશે નહિં તો ઉન્નતિ ક્યાં છે !

માતા બાલકને જ્યાં લેશે કેવલ તે ત્યાં વળશે,
માળી વાડી જેવી રોપે શોભા તેવી બનશે,
અનઘડ માતા અનઘડ માળી મોહક ક્યાંથી કરશે,
અરે હા ! મો[illegible] તે શું કરશે !
કોમળ હૃદયે છાપ પડી તે નિત નિત વધતી જાશે,
બાળ ડાળ વાળ્યું તે રે'શે મરતાં નહિં બદલાશે.

અફસોસ અરે પણ મતાન્ધતામાં હિન્દી નિજ સુખ બાળે,
વ્યર્થ દંભમાં ભાન ભૂલી નિજ પાય કુહાડો મારે,
અફસોસ અરે તે ટુંક સમજ સુરવાડી વીફરી લાડે,
અરે રે ! વાડી વીફરી લાડે.
વિશુદ્ધ દૈવી અમૃત મળતાં ઠાલી મૂખ મરોડે.
દયા કરી પ્રભુ સ્વર્ગ બતાવે ત્યાં ડહાપણ બહુ ડોળે.

વ્હાલી કોમળ અબળા શીરપર કઠોરતા જ્યાં ગુજરે,
તમોરાજની કાળી સત્તા સબળ વેગત્યાં પ્રસરે,

સ્વમાન હીન નર બની હીચકારા શ્વાનસમા હા ! રઝળે,
અરે હા ! શ્વાન સમા હા ! રઝળે.

ઘાડા દુઃખના અભેદ્ય વાદળ દેશ ઉપર છવરાયે,
કુડ અજ્ઞાને ડુબી બન્ધુજન મહિં મહિં કાપી રિબાયે.

અરે હિન્દીજન નિત પછડાઓ સાન નથી કયમ વળતી,
દિન દિન શીરપર દુઃખ ઘુમરાયે બુદ્ધિ નથી સૂધરતી,
સ્વતંત્રતા સૌ હાય ગુમાવી તોય રહ્યા હઠ વળગી,
અરે હા ! તોય રહ્યા હઠ વળગી.

શાને શાને સમાજ ભૂષણ નારી રાખો અળગી,
એ અળગી તો તમ હલકા કદિ સ્થીતિ નથી સુધરવી.

તર્કશૂન્ય મૂઢ રોજ રીબે પણ નાર સુશિલા કેવી,
સહન કરે સૌ સરલેં હૃદયે નરના સુખને સેવી,
નિઃસ્વાર્થે નિત પ્રકાશ પાડે ઘટ અન્ધારે દેવી.
હરે હા ! ઘટ અન્ધારે દેવી.

પળભર નરને તાપ નડે ત્યાં શીતળ છાંય પ્રસારે,
જગતારિણી ત્હારી તોલે દંભી નર ક્યાં આવે !

ઢોંગી નર બહુ બ્હાર બતાવે 'નારી કાય સૂંવાળી,
નરમ હૃદયની અબળા ભોળી કોમળ મનડાવાળી,
ભૂરકી નાંખે ભરમી જાયે ઉંડી પહોંચ વિનાની,'
હરે હા ! ઉંડી પહોંચ વિનાની.
તદપિ એની પાસે દંભી સદ્દગુણ એવા માંગે,
ચાછી પ્રતિમા જેની દેતાં જાતે પણ બહુ થાકે.

ધન્ય ધન્ય પણ તુંમાં સદ્દગુણ નરથી સારા નારી,
સરલ હૃદયની પંખેરૂ તું ઉંચે નિત ઉડનારી,
ક્ષુદ્ર વાસના તુજને કંઇ નવ ઉન્નત અન્તર વાળી,
હરે હા ! ઉન્નત અન્તર વાળી.
ગાતી મધુરા સરોદ નરને સાથે લેવા ઇચ્છે,
સ્થૂલ હૃદયનો હિન્દી ત્હારા ગાયનમાં શૂં સમજે !

•

મનોહારી મંજુલ તુજ ગાયન મૂઢને લાગે મેલું,
હૃદયસુધારક લલિતગીત ગણે કપટજાળ ગુંથેલું,
ઉષા સરિખું ઉત્તેજક સ્મિત ગણે વિનાશ ભરેલું.
હરે ! હા ! ગણે વિનાશ ભરેલું.

જેવું નિજનું અન્તર તેવું પ્રતિબિમ્બ તુજમાં નિરખે,
શ્યામવદન સુરગંગામાં પણ કદી ના મોહક મલકે.

વ્હાલી ત્હારી જાતિપર મ્હેં પ્હેલાં શઠતા દાખી,
તે માટે પ્રિય ! તે માટે હા ! ! યાચું અન્તર માફી,
અહિં દેતી ત્યમ સ્વર્ગેથી તે દેજે આશિષ આપી,
વ્હાલી હો ! દેજે આશિષ આપી.
પારસમણિ પરખન્તાં શીખવી વ્હાલી ત્હેંય સુધાર્યો,
ઉંડી ખીણે ડુબતો હું પ્રિય ! ત્હેંય ત્હેંય ઉગાર્યો.

વ્હાલી હવેથી પણ લીધું નહિં નારી ગુણ વિસારૂં,
ત્હારી જાતિ ઉન્નતિ કાજે બનતા પ્રાણ પ્રસારૂં,
સરલે ! ઉઠતાં તે શિખલાવ્યું બીજાને સમજાવું,
હરે હા ! બીજાને સમજાવું.
વ્યોમે તરતાં ક્ષિતિજ વિશાળી સૃષ્ટિ સુન્દર દીસે,
વ્હાલી તેના ગુણગીત ગુંથતો રેલાવું આ દીસે.

ગેબી ઝુલ ઝુલ ગાનું ગાતું ઉંડા સ્નેહ ઉછલતું,
મનહર ઓનું પ્રેમી અન્તર નિધિ ઉર્મિસમ હસતું,

શિલાખંડશા પુરૂષ હૃદયને સમજાવી ભીંજવતું,
હરે ! હા ! ગેલ કરી ભીંજવતું.
નર અન્તર પ્રેમી નવ મહીંથી બને બ્હારથી ભીનું,
નારી ખસતાં ધગધગતું તે પુનઃ થાતું રસહીનું.

અભેદ સાંકળથી સંધાયાં જગપતિ’ને સ્ત્રી શાણી,
પ્રેમ મહિં છે પ્રભુ સમાયો, પ્રેમની મૂર્તિ નારી,
નારી ગુણુ નવ ચાહી શકે ક્યાં પ્રભુ મળવાની વારી,
હરે ! હા ! પ્રભુ મળવાની વારી,
બની બાવો નર સ્ત્રી તરછોડી વન વન ઠાલી રવડે,
શુદ્ધ હૃદયથી સ્ત્રી ગુણુ પરખે પ્રભુ મળશે વિણુ રઝળે.

*   *   *   *

૨ વિધ વિધ સ્થિતિમાં અમુલખ નારી ભાવ અનેરા ઝલકાવે,
માવડી હૈયાં-હેત મધુરાં, બ્હેની અનુપમ સ્નેહ લાવે;
પૂજ્ય વૃત્તિ પુત્રિની નવલી પુષ્પલતા ગૃહ પત્નિ બને,
અદ્‌ભુત સુખદાયિની નારી ઉપકારો કયમ ભૂલું અરે !

## વ્હાલાંને.

મીઠાં હૈયાં મધુરાં વ્હાલાં,
ઓચિન્તા ભૂલી ક્યાં ચાલ્યાં,
સ્નેહ અમ્હારા ઉણા ભાળ્યા !
પ્રભુઘર મીઠાં જાણ્યાં ?

નિશદિન નયનાં રોતાં થાક્યાં,
અન્તરમાં અન્ધારાં જાગ્યાં,
ભયભિત પડઘા કંઇ કંઈ વાગ્યા;
પ્રેમીલા હો વ્હાલાં !

*　　*　　*　　*

પ્રભુઘર રે'તાં અમને જોજો,
ઉન્નત પંથી સ્ફુરણાં દેજો,
અમ જીવનમાં અમૃત વ્હેજો,
અહિં વ્હેતાં ત્યમ વ્હાલાં.

## સનમને.

તૂં ક્યાં વસે હું ક્યાં વસૂં મળવૂંય ક્યારે હે સનમ્ !
જીગર તલસે ભેટવા મેલાપ ક્યારે હે સનમ્ !
મેલાપ થાશે કો’ દિને મેલાપ નહિં હે સનમ્ !
કેવો થાશે જાણું ના હું, જાણે પણ તે તૂં સનમ્ !
તદપિ આજે જીગર મ્હારૂં ફેંકતો તૂંપે સનમ્ !
ઘટિત લાગે ઝીલજે યા, ઠેલજે પાછું સનમ્ !
ઝીલતાં ખેલાવજે-ભેટાડજે તૂં જશું સનમ્ !
ઠેલતાં તે ખતમ્ કરજે પાછું નહિં મળવા સનમ્ !
ખતમ કરજે તેજ બ્હેતર પાછું નહિં ઇચ્છું સનમ્ !
જીગર નહિં તૂં ઝીલશે તો કામનું શૂં તે સનમ્ !
નહિં ઇચ્છું હું તે અવરને દેવા કદી ખટકે સનમ્ !
દેવું છે તે તુજને તો લે ! લે ! કર તૂંમય સનમ્ !

# સનમને આગ્રહ.

બન્યો મસ્તાન પીને હું, શરાબે ઇશ્કની પ્યાલી,
ચઢ્યું શું ખુન ચશ્મોમાં, ધસ્યું શું ખૂન સૌ નાડી !
જીગરના શાં ખુલ્યાં તાળાં, ખુલ્યાં સૌ બારણા બારી,
હવા ત્યાં હર્ષની બ્હેકી, ગિરફ્તારી ગઇ હારી.
અજબ જાદૂ શરાબે શો, અજબ રંગી ખરે પ્યાલી,
ફિરસ્તા લોકની લહેજત, દિસે આ આલમે આવી.
સનમ ! લે લે ! સનમ્ ! પીલે પ્રિતેથી આ ધરૂં પ્યાલી,
પરિસ્તાની મઝો એમાં, વિના એ ઝિંદગી ખાલી.
સનમ લે એક વેળા લે, પછી જો બ્હાર તેના શા !
સદા તૂં ઢૂંઢશે ત્હેને ધર્યાં વિણ કોઇની માઝા.
બન્યો મસ્તાન હૂં એથી બની જા તૂંય મસ્તાની,
થઇ મસ્તાન ભેટીને કરીશું લ્હેરની લ્હાણી.
થશે કુરબાન જીવ્યૂં આ નિવા ખાવિંદની થાશે,
સફો ખાવિંદનો પઢશું અવર એ વિણુ મઝો કયાં છે.

# " ચઢયો હું ઇશ્કને નાવે "

ચઢયો હું ઇશ્કને નાવે ખલક આખે તુફાની આ,
હિઉ શું નાવ નાચંતૂ સનમ તુજને ધરી લક્ષે.

સમિર શા જોરથી ફુંકે ! બદન જીગર ધ્રુજાવે શાં !
રખેને નાવ ઉલ્ટાવે, બધી હિકમત ચુકાવિને.

મગર મત્સો ભર્યા આખે, ડરાવે શાં નજર દેખી !
ધસી શાં આવતાં પૂઠે, રહ્યો હું નાવમાં બેસી.

કદીજો નાવથી ગબડયો, સુ-તારો ના કદી મળતાં,
સનમ ક્યાંથી મળે આરો, ડુબાવાનો રિબાવાને.

થશે શા હાલ મ્હારા ત્યાં, ધરી ગર્દન મગર મત્સો,
ખતમ કરશેં જીવન સારૂં, સનમ તુજને મળ્યું ક્યાંથી !

* * * *

નથી હું નાવથી ગબડયો, નહીં હું નાવથી ગબડું,
હશે હિંમત કદી હૈયે સનમ તુજને ધરી જકડું.

વિના અર્થે લવું આ શું ? થશે જે જે થવાનું તે,
વસન્તુ નાવ અદ્યાપિ, સનમ્ તુજને ધરી લક્ષે.

# ફુલડાંને.

હસજો ફુલડાં મધુરાં હાસ,
તમ અન્તરમાં અમિનો વાસ.

જગ દુખડાં ત્હમને કયમ દમે!
પ્રભુ પદમાં નિત ચિત જ્યાં રમે!

પર ઉપકારે અર્પો કાય,
સ્વાર્થ સુખે જીવ નવ લોભાય.

પ્રાણ જતાં પણ સૌરભ સરો,
પ્રભુ હૈયું મ્હારૂં તમ સમ કરો.

## ચન્દ્રોદય.

ધીરા ધીરા રે ચઢો વ્યોમમાં હો લોલ,
ચાંદલિયા વીર લાલ વ્હાલમાં હો લોલ,
ધીરા ધીરા રે ચઢો વ્યોમમાં હો લોલ.

ઝારી રૂપેરી ઝાલી હાથમાં હો લોલ,
પગલી સુનેરી પાડી ન્હાનડી હો લોલ,
બાર વહી વ્હાલે સરો વ્યોમમાં હો લોલ.

તારલિયા મધુર પલકે આંખડી હો લોલ,
પાઇ પિયૂષ પ્રીત કરી ઝૂકતા હો લોલ,
ઝીણું વિમલ ગાન દેવા દોરજો હો લોલ.

અભ્ર વાયુ–અશ્વ ચઢી ખેલતાં હો લોલ,
છાંટી શીકર સ્મિત કરી ભીંજજો હો લોલ,
ભવ્ય કુંળી રંગ લપટ અર્પજો હો લોલ.

સ્વાર્થ પીડિત મર્ત્યભૂમિ બાળસૂં હો લોલ,
રેલી અમિ સ્નિગ્ધહૃદય ચાંદલા હો લોલ,
શીતળ કાવ્ય શક્તિ દઈ શાન્તજો હો લોલ.

આંખડીથી સૂર ખોલી સ્વર્ગનાં હો લોલ,
વ્હાલપનાં ગીત ગાતાં વ્હાલિડા હો લોલ,
ધીરા ધીરા રે ચઢો વ્યોમમાં હો લોલ.

# સૂર્યજી શું ચાલ્યા ?

સૂર્યજી શું ચાલ્યા ! ક્યારે આવશો હો રાજ !
ખેલવાને જાવ કીયે આંગણે !
કાલે પ્રભાતે પાછા આવજો હો રાજ.

જાતાં શું રંગમાણી આભમાં હો રાજ !
કેસુડા ગુલાલ લળી છાંટતા !
દિવ્ય રંગ કાલે કુંળા આણજો હો રાજ.

આશા ગુલાબિ પાઈ પૃથ્વિને હો રાજ,
મલકી ધીરેથી હીંડ્યા ઝૂલતા,
આશ સિદ્ધિ દેવા ફરી આવજો હો રાજ.

જગત જીવનસત્વ તમ અમોઘ છો હોરાજ,
કૈં સત્વ અમ હૈયે કાલ પુરતાં,
મધુ ભાવના આદેશ દેવા આવજો હો રાજ.

અવનિ વદન થશે ઝળઝળું હો રાજ,
શ્યામિલું વસન ઓઢી શોકશે,
અવનિ મનાવા પાછા આવજો હો રાજ.

ગીત મધુર ખોલી પ્રભુ પ્રીતનાં હો રાજ,
પંખીડાં વધાઇ દેશે આપને,
વ્હેલા જરૂર વ્હેલા આવજો હો રાજ.

સૃષ્ટિનાથ ! વ્હેલા નક્કી આવજો હો રાજ,
હિન્દ ભલી કાજ સૌખ્ય લાવજો,
મંગલ પ્રભાતે કાલે આવજો હો રાજ.

## ઘન–દળ.

મીઠા મોરલિયા બોલે,
મધુર કણ્ઠી હૃદય ખોલે,
અન્ય પંખી ડરી દોડે,
ચઢ્યું સૈન્યને ભાળી.

સમિર હર્ષ ભર્યો મ્હાલે,
વૃક્ષો ઝલક ધરી લાડે,
લળી પાલવડા ઢાળે,
શૂરૂં સૈન્ય વધાવે.

દિવ્ય દદુંભી ઠોકાયાં સૂણી જગત મને મલકાયું;
જયકેરા પ્રતિઘોષ કરી પ્રભુ પ્રીત થકી ઉભરાયું;
પ્રશ્ચિમેથી નભદળ સરતું પૂર્વ પ્રતિ પ્રસરાયું;
શ્યામિલા પણ શીતક પટથી અવનિ મુખ છવરાયું.

કુમળ બાલ બ્હાર ખેલે,
લલિત હૈયું કાલું રેલે;
નૌતમ વિધ-વિધ રાસ વેષથી માતપિતા મલકાવે,

વિમલ વાસ કાંઇ મ્હેકે,
રસિક લોક ગાન લ્હેકે,
ઉજ્વલ ચપલા અંગ બતાવી આંખલડી પલકાવે.

# સ્વર્ગની મેમાની.

મ્હારે આંગણુલે મેહુલો નાચે,
હો ! સખી મ્હારે આંગણુલે મેહુલો નાચે.

મોહન ગીતાં રૂમઝુમ રંગ રાજે,
હો ! સખી મ્હારે આંગણુલે મેહુલો નાચે.

અવનિશી કાય મ્હારી,
રસમાં ઝબોળે આલી !

નયનામાં ચાંદલીઓ આંજે,
હો ! સખી મ્હારે આંગણુલે મેહુલો નાચે.

હૈયામાં ફુલ ઝૂમે,
પ્રીતમના પાય ચૂમે,

સ્વર્ગની મેમાની પ્રભુ આજે,
હો ! સખી મ્હારે આંગણુલે મેહુલો નાચે.

## 'સખી ! વર્ષાને ભેટી વ્હાલી ગુર્જરી હસે.'

સખી ! વર્ષાને ભેટી વ્હાલી ગુર્જરી હસે,
વ્હાલી ગુર્જરી હસે રે, વ્હાલી ગુર્જરી હસે;
સખી ! વર્ષાને ભેટી વ્હાલી ગુર્જરી હસે.

લીલી નવરંગ કુસુમલ ચુંદડી ચસે,
લલિત હૈયા ઉમળકે લાડતી લસે,
વિમળ વાસથી સખીને વીંટતી રસે,
સખી ! વર્ષાને ભેટી વ્હાલી ગુર્જરી હસે,
વ્હાલી ગુર્જરી હસે રે, વ્હાલી ગુર્જરી હસે-૦

સખી ! વર્ષાને ચુમી વ્હાલી ગુર્જરી રમે
વ્હાલી ગુર્જરી રમે રે વ્હાલી ગુર્જરી રમે,
સખી વર્ષાને ચુમી વ્હાલી ગુર્જરી રમે.

સખી નૂપુરનો નાદ માત ગુર્જરી ગમે,
સખી ! તાલી બજાવી નવલ ગાનું ઝમે,

મ્હારૂં હૈયાનું હીર પાય ગુર્જરી નમે,
સખી ! વર્ષાને ચુમી ગ્હારી ગુર્જરી રમે.
વ્હાલી ગુર્જરી રમે રે, વ્હાલી ગુર્જરી રમે-૦

# વર્ષતી રાત્રિને.

શ્યામલા વેશમાં શ્વાસ લાંબા લઇ,
નયન ચોધાર ક્યમ આંસુ ઢાળે;
ભય ભર્યું બદન છે બ્હેન ત્હારૂં બન્યૂં,
કંઇક્ષતી કારમી શાન્ત ધાને;
સ્થિર સાસે ગુણી ગીત ગાને.

છૂપતા તારલા હજુ હસી ભોળવી,
સ્થિર સાસે ગુણી ગીત ગાને.

મધુરવી જગતનો તાલ ક્યમ તોડતી,
હાલરા ફૂલવાં કાર્યે ત્હારૂં;
શોક આ કાલના સાગરે સમી જશે,
ધૈર્યધર શાણી નહિં રોવું સારૂં,
વિરલ કર વિસ્મૃતિ પાન વ્હાલૂં.

દિવ્ય અનુપમ શીખા જગતને આપવા,
વિરલ કર વિસ્મૃતિ પાન વ્હાલૂં.

# તારાને આવાહન.

## (બાલ—ગીત)

તારા ! ધીમા ધીમા આવો,
તારા ! રમવાને સૌ આવો,
તારા ! રૂપાગેડી લાવો,
તારા ! ધીમા ધીમા આવો.

તારા ! સંભાળીને આવો,
તારા ! એક પછી એક આવો,
તારા ! ચોરક ચાલે આવો,
તારા ! ધીમા ધીમા આવો.

તારા ! મોહક વદને આવો,
તારા ! આંખલડી પલકાવો,
તારા ! રસિયાંજન મલકાવો,
તારા ! ધીમા ધીમા આવો.

ગાતા મીઠાં ગીતો આવો,
વૃક્ષો તાળી દેશે આવો,

વાયૂ ઝીલી લેશે લ્હાવો,
તારા ધીમા ધીમા આવો.

તારા થાકો ત્યારે જાઓ,
સાટે ચાંદાને તેડાવો,
તોયે હમણાં તો તમ આવો,
તારા ! ધીમા ધીમા આવો.

તારા, આવો, આવો, આવો,
તારા લોકડિયાં સમઝાવો,
"નથી રડવામાં કૈં લ્હાવો,"
તારા ! ધીમા ધીમા આવો.

# રમ્ય રજની.

ઝીણા ઝીણા રે વરસે મેહ, રજની રાચે છે,
બની પાવન અવનિ દેહ, અવનિ નાચે છે.

રૂમઝુમ ભમતી ધરણી લાડે મધુ ઉછાળે વાસરે;
દિવ્ય પ્રેમનાં બાલક મધુરાં ઝીલી ધરે ઉલ્લાસ.

રજની રાચે છે. ઝીણા—૦

મલપતો વાયુ મલકત ધીરો સ્વચ્છન્દી રમે રાસરે;
કુમળાં સલુણાં વિમળાં હૈયાં નૌતમ વેરે હાસ.

રજની રાચે છે. ઝીણા—૦

શશિ અમિ ગળતું આછે વાદળ ઢળતું અવનિ અંકરે;
હૈયાં અવનિ રસિયાં જનની લેતી નવનવ રંગ.

રજની રાચે છે. ઝીણા—૦

પ્રભુરસ લસબસ ઘન ઘુમ્મટથી સરતાં પ્રણુથી ગાનરે;
'સજાત જોડાં' પાતાં પીતાં તરતાં અદભૂત તાન.

રજની રાચે છે. ઝીણા—૦

## ઢંકાયલા ચાંદલાને.

ટોળેટોળાં ઘનદળતણાં આવી ઢાંકે ત્હને છે,
તોયે ત્હારૂં કુમળ ચિતડું શાન્તિ ચૂકી ડગેના;
ગાતો ધીરે હસત વદને ચાલ ધીમી હિંડીને,
તૂં તો ત્હારૂં અડગ હૃદયે કાર્ય ધાર્યું કરે છે.

આવ્યો પાવા શિકર જગને ઉદધિથી ઉઠીને,
પાયે તૂં તે ઘનદળ છતાં હાથ ઉંચા કરીને;
આવ્યો પ્રીતે કુમુદ મળવા રોતિ ત્હારા વિનાજે,
ભેટે કેવા ઘન હજુ પટવી વાંકી ડોકે હસીને.

કો’ કો’ મોટાં ઘન ખુબ ત્હને કાર્ય માંહીં નડે છે,
કિન્તુ તૂં તો રિસ નવ ધરે હાસ્ય ઉલટું કરે છે;
રેપાયેનાં પણ અધિકમાં મોટું ઔદાર્ય દાખે,
પાયે દૈવી શિકર અમુલું શત્રુ ત્હારાં બધાંને.

મોંઘા મૂલી વડ ઘન શિરે પાઘ રૂપેરી ઘાલે:
ન્હાના કો’ને રૂપ કનકનો મિશ્ર કન્દોર બાંધે;

કોઇનેશી જરકસ ભરી શાલ રૂડી લપેટે;
કોઇને તૂં લહર ગુંથની બુટ્ટીનું વસ્ત્ર આપે.

મીઠા ત્હારા ભડમનતણી જોડ જગ્તે હશે શું ?
ના, ના, એવી કહિ નવ મળે સ્વાર્થને ડંસ જ્યાં છે;
કાપાકાપી અરપરસના હીતની જ્યાં થતી ત્યાં,
વીરા ! ત્હારા ભડમનતણી જોડનો જન્મ ક્યાંથી !

પંખીઓ કે પશુગણ મહીં ત્હારી જોડી હશે કો',
નાના નાના અગણિત જીવે ત્હારી જોડી હશે કો',
કિન્તુ દ્વેષી નિજહિત શુરાં માનવે શોધશે તો,
ઉચો તોયે નહિં કહિ ત્હને યોગ્ય જોડી મળે કો'.

નિત્યે આવી અવનવી શીખે બોધ ઉંડા સુણાવે;
ન્હાનો મ્હોટો સકળ બનીને દાખલો તૂં બતાવે;
તોયે ત્હારા અતુલ મનનો સાથ હ્યાં કોઈ લેના,
વીંચી આંખો બહિર બનીને સ્વાર્થમાં સર્વ ભૂલ્યાં.

સારૂં વાંચ્છી નિત અવરનૂં કાર્ય સ્નેહે કરે શાં !
મ્હોટા મ્હોટા અરિ કહિ નડે તોય તૂં ગાભરે ના,

આવા ત્હારા અચલ ગુણનૂં માપ તેં થાય ક્યાંથી !
મોંઘા ત્હારા વિમલ ગુણ હૂં યાચું વ્હાલા પ્રભુથી.

# ચાંદની.

જો, જો, સખી ! શી ચાંદની ખીલી !
ખેલતી'ને ફાલતી ફૂલી ફરી;
નાચે શી જો પેલા તરૂ પરે !
ડાળો શી વારવાર અહલ્યાં કરે !
ઘટાથી ડોકિયાં શા કરતી હસે,
પ્રેમી હૈયે એનું હાસ્ય વસે.
દૃષ્ટિ એની શી છે અમી ભરી !
દીઠી કહે કો'ની સખી એવી કદી !

જો, જો, પાછી પેલા વારિ મહીં
ડૂબકાં શા મારતી રમી રહી !
તરતી શા હરતી મન લટકા કરી,
સખી ! શું તરવા તું ઇચ્છે કદી !
વ્હાલી ! પાછી શી આ સામી લસે,
પાંખડી પ્રસારી શી રમતી રસે !
દીસે શાં પ્રાણી શ્વેત પાંખો નીચે !
હસતાં'ને રમતાં'ને રડતાં શીસે.

હસતાં'ને રમતાં જે ચિન્તા હીણાં,
બળતાં બિચારાં તે રડતાં વ્હીલાં.
હસતાં'ને રડતાં સૌ મળશે માટી,
રડેથી વધૂ શૂં મળવૂં હ્યાંથી !
ડાલી છે કાઠ સૌ હર્ષ તણા;
ખાલી છે ડંખ સૌ શોક તણા;
ઇચ્છે જે ચિત્તે તે મળતું જગે,
હર્ષ'ને શોક નિજ હાથે મળે.

વ્હાલી ! પાછી શી આ ચાંદની રૂડી,
સલૂણી આપણે આંગણે ઉભી;
રમવા શૂં આવી સખી ! ત્હારી સંગે ?
ખેલોને કૂદડી ખીલ્યાં બન્ને !
જો, જો, બિચારી આ દુઃખી બની,
વ્હાલી ! શાથી જોને વ્હીલી પડી !
અડપલું કોણ જે એને દમે,
શાન્ત થા બાપુ શૂં દુઃખી બને.
સૂખને દુઃખ બે સાથે ફરે,
સ્નેહના અંકુર તે દુઃખમાં મળે,

દુઃખ જગે સૂખનું મૂલ્ય દાખે,
વિરોધિ ભાવે જગ મીઠું લાગે.

વ્હાલી ! પાછી જો તે લાડમાં હસે,
દુઃખી તે શાથી કહે બની હશે !
દુઃખી શું થઈ નિજ માતા દુઃખે ?
ચન્દ્રાને ઘેરી'તી આભલે કુડે.

ધન્ય ! ધન્ય પુત્રિ શી સાચી ગુણી !
માતાને ભૂલે નહિં સૂખમાં પડી,
સ્વારથના વારિ આ જગમાં પીતાં,
વિરલકો' સૂખે ન ભૂલે બીજાં.

# રમ્ય રાત્રિ.

રસિયાં લૂંટો રે, મીઠાં લૂંટો,
રસરેલ મોંઘેરી લૂંટો.

મંજુલ ચાંદો લસત લ્હેકે પરમ પ્રેમી ગાનાં,
રજત હાસે ચપલ તારા ઝમકે મધુતાલ તાના
રે રસિયાં—૦

કોમલ પાલવ પલકત મલકત હાવ ભાવ દઈ વ્હાલાં
ગૌરવ ગાનું લજ્જિત ઝીલે ઝીલી સરે ઘનબાળા,
રે રસિયા—૦

હરિણ હૈયાં બાલક વાયુ વ્યોમગીતે નાહ્ય કાલાં,
ઉમળકો આવ્યે થનગની લે'ને થાય વળી શાં શાણા !
રે રસિયા—૦

ધવલ વસની ગંભિર નિશા નિરખી ખેલ નિરાળા,
પ્રભુ પ્રતાપની ઝાંખી દઈ આંજે અન્તરમાં અજવાળાં.
રે રસિયા—૦

# ફુલડાં.

પ્રભુ ભૂમિ વિશાળ વિશે ભમતાં,
ફુલડાં જડિયાં રૂડલાં રમતાં:
કંઇ સ્મિત કરે કંઈ હાસ્ય ધરે,
કંઇ નૃત્ય મચ્યાં કંઇ શાન્ત રહ્યાં.

વળી શા ઉર સ્મિત વ હાસ્ય ધરી,
કટુતા ધરતાં મુખડાં કંઇના,
વળી સ્મિત વ હાસ્ય થકી મલકી,
કટુતા ધરતાં હઇડે કંઇ શાં !

કંઇ દિવ્ય રહ્યાં ફુલડાં રમતાં,
શુભ અન્તર'ને મુખડે મીઠડાં,
જગ સ્વાર્થ મહીં ફુલ એ વિરલાં,
નિત બોધ અમોલ હિયે રસિયાં.

# માતા અને બાળક.

## ૧

## ચાંદાની માગણી.

માડીને મન હરખ ન માય,
બાળક ખેલે ખોળા માંહ્ય,
કુમળું બાળક વિમળું રમે,
મલકતી માડીને શું ગમે !

ગાતો ચાંદો રમતો ફરે,
બાળક સામે જોયા કરે,
ગાલે મધુરૂં બાળક હસે,
સ્મિત શું માડીને મુખ વસે !

" મા ! મા ! ચાંદાને બોલાવ,
" મુંજશું રમવાને તેડાવ,
" તારલિયા સંગે તે ભમે,
" મ્હારી સાથે શું નહિં રમે !

" જો ! જો ! મા ! ચાંદો શો હસે,
" સાંભળ્યું મ્હારૂં બોલ્યું હશે ?"
કાલું કાલું બાળક વદે,
માડી મન ઉમળકા વધે.

" મા ! મા ! જોને ચાંદો વળી,
" મ્હારા સામું જુવે લગી !
" લે, લે, ચાંદા ઘુઘરો લે,
" આવને આપણ રમિયે બે.

" ધીમાં ધીમાં પગલાં ભરી,
" શું ચાંદો જાયે ઘર ભણી ?
" હેં ! મા ! એનું ઘર ક્યાં હશે ?
" શેનાથી એ રમતો હશે ?

" મા ! ચાંદો રાતે ક્યમ રમે ?
" સૂર્ય–તાતથી શું તે ડરે ?
" જ્યારે જ્યારે દા'ડે રમે,
" વ્હીલે મો'ડે કેવો રડે !

"માડી એને તૂં બોલાવ,
"મ્હને ઘડી રમવાનો ભાવ."
માડી ખોળે બાળક રમે,
ચુમતી માતાને શૂં ગમે!

---

૨

## માનો ચન્દ્રમા.

ભાઇ! ચાંદલિયાનું કામ શૂં ત્હારે, ચાંદલિયો તૂં છે;
બાપુ! ચાંદલિયાનું કામ શૂં મ્હારો ચાંદલિયો તૂં છે.
વ્યોમ ચાંદલિયો વધતો ઘટતો ખાંડ'ને ખંપણ વાળો,
નિર્મળ મ્હારો ચાંદલિયો તૂં રોજ વધે રઢિયાળો;
અજબ ચાંદલિયો તૂં છે. ભાઇ—૦

નભ–ચાંદલિયો નીંદથી ઉઠતાં નયનાં રોપે રાખે,
રસિયો મ્હારો ચાંદલિયો તૂં મૂખે મલકતો જાગે;
મીઠો ચાંદલિયો તૂં છે. ભાઇ—૦

રૂસણું હસણું વ્યોમ વાળાને પન્દર પન્દર દીને,
વાંકુ વ્હાલા ત્હને કો'દી પડે નહીં, સદાય સીધો દીઠે:
રૂડો ચાંદલિયો તૂં છે. ભાઈ—૦

દીનમણિ કને દાન લઇ પેલો અવર આશે રાચે,
ચતૂર ચપલ ચાંદલિયો તૂં ત્હારે એવું નવ થાશે;
શૂરો ચાંદલિયો તૂં છે. ભાઈ—૦

# ઝૂલણું.

ઝૂલો ઝૂલોને પ્રાણ મ્હારા

હૈયાની ઝૂલમાં

રસભર હૈયાની ઝૂલ;

ઝૂલો વ્હાલમના વ્હાલની,

અમૂલખ મૂર્તી

મ્હારાં જીવનનાં ફૂલ.

અન્તરના હીરનું

પોષણ દઈશ

જેનાં નવનિધ મોંઘાં મૂલ. (૨)

પ્રીતમનાં પ્રેમનાં

લઈને ઓવારણાં

મન્દ મન્દ આપીશ હૂલ.

રે—ઝૂલો ઝૂલોને—૦

ત્હારાં નયનમાં

જગમગ ઝલકે

પ્રીતમનાં નવલાં નૂર; (૨)

અજબ સમ્ભારણાં

રગ રગ ઘૂમતાં

વ્હાલમનાં વ્હાલ અતૂલ.

રે—ઝૂલો ઝૂલોને—૦

# માનાં હેત.

વિસરાય ક્યમ વિસરાય ક્યમ મીઠી માવડીનાં હેત હો !
કુસુમ ભોળું હઈશ નવ જગખેલમાં કૈં સમજતું;
શા ભાવથી શા ધૈર્યથી શો શ્રમ લઈ ખીલવ્યું હશે !
કુડ અનિલના તોફાનથી કૌશલ્ય ઝીણાં વાપરી—
ઉર ઉમળકે લઈ સાચવી શું નયનથી પૂજ્યૂં હશે !
વિસરાય કયમ-૦

બાળરાજા હઈશ જવ હઠ શૂર'ને મસ્તાન હું,
બહુ વેળ વ્હાલી માવડીનું હૃદય ખુબ જખમ્યું હશે:
પળભર વહી કદી ક્રોધ ત્યાં મુજ જીવન જગ સુન્દર થવા,
શું હેત નવલું ઘાવથી આવી મ્હને વીંટયું હશે !
વિસરાય કયમ-૦

મુજ બાળ બુદ્ધિ તોરના છરવંગ પૂરા પાડવા,
હેતાળ બાલક સમ બની રીઝવ્યો લલિત લાડે હશે;
હજી મીઠું મીઠું બોલતી વળી મીઠી મીટે તાકતી,
શો ઘડી ઘડી લઇ પાસ ઉંડે ચુમ્બને છાયો હશે !
વિસરાય કયમ-૦

મ્હારૂં જીવન ઝરણું જગે નિર્મળ રસીલું સરકવા,<br>
બહુ મન્ત્ર મંગલ શીખના ઉર હીંચવી આપ્યા હશે;<br>
નિજ જાત નવ સંભારતાં શી હર્ષ ભીની આંખથી,<br>
સુજભાવિ સુખમય ઝલકવા નિશદિન પ્રભુ યાચ્યા હશે.

વિસરાય કયમ–૦

# ન્હાનકડો ભાઇ.

## બાળ ગીત.

આવો ન્હાનકડા ભાઇ, વ્હાલા વ્હાલસોયા ભાઇ,
લે, લે, બાપુડા આપું મીઠી મીઠાઇ.

ન્હાના હાથમાં હસે છે ભાઈ ગોરૂં ગુલાબ;
ભર્યા ગાલમાં રમે છે ભાઇ રાતું ગુલાબ;
કુંળું ગોરૂં ગુલાબ મ્હારે બાલે ફરે;
ચૂમી રાતું ગુલાબ મ્હારૂં હૈયું ઠરે.

આવો—૦

મધુર આંખડીમાં વસે તેજી મોતીડાં શ્યામ;
ઝીણા સોને મોહ્યા વાળ કાળા ઝૂલે અભિરામ;
ત્હારે ચલકતે મોતી મ્હારી તસ્વીર દીસે;
ઝુલત વાંકડીઆ વાળ ભાળી અન્તર હીંચે.

આવો—૦

# નવી ભાભી.

આજે આંગલણું ઉજળાય, ભાભી આવે છે;
શીળી જગની નૌતમ છાંય, સાથે લાવે છે.

મન્દ મન્દ હસતી સુખ નવ વદતી લતા લચીલચી જાયરે,
મીઠી ભાભીના અન્તર ઉમળકા ખેલી નયન શરમાય.
ભાભી આવે છે. આજે—૦

નિર્મળ સરિતડી ભાભી અમોલી વહશે સાત્વિક ગાનરે,
સાગર સમો ભડ ભ્રાતા રસીલો ઝીલી દેશે નદી તાન.
ભાભી આવે છે. આજે—૦

વ્હાલી ભાભીની સોડેથી સરશે સરલાં સુન્દર ફૂલરે,
નિત નિત ખીલતાં વિધવિધ ઝૂલતાં તેજવશે વીરફૂલ.
ભાભી આવે છે. આજે—૦

માડી જાયાની દેવી ભાભલડી વીર જ્યમ વૈકુંઠનાથરે,
મંગલ હૈયાંહીર અમલાં ગુંથાતાં ઝળળશે પૂણ્યપ્રકાશ.
ભાભી આવે છે. આજે—૦

અનુપમ જોડલું પાશે પ્રભુતા થાશે જગત રળિયાતરે,
કુમકુમ ચાંદલો મોંઘી ભાભીનો અક્ષય રહો જગતાત.

ભાભી આવે છે. આજે-૦

# નવ વધુ.

ડગલે ડગલે હૈયાહેલી વહને ખેલી રહી,
વહને ખેલી રહી કામણ રેલી રહી,
ડગલે—૦

કુમળે કપોલ નાચે પ્રણયની કુંદડી,
ધવલી લાલી ઘૂઘરમાળી ઝાંખી દઈ;
ડગલે—૦

અધર ગુલાબ કળિયો આછી બીડેલી,
મધુમય મોહક દિવ્ય સુરભ સરકાવી રહી;
ડગલે—૦

ઘનશાં ગંભિર નયને વિજલડી ચમકે,
સ્વજન અન્તર મચકન્તી ઝમકાવી કંઈ.
ડગલે—૦

# પ્રીતમનાં પગલાં.

પ્રીતમનાં પગલાં સલૂણાં રે,
સખી ! પ્રીતમના પગલાં સલૂણાં.
હે ! સખી ! પ્રીતમના પગલાં સલૂણાં.

પ્રીતમને પગરવ પ્રાણ મ્હારા ડોલે,
પ્રીતમજી વિણુ જીવ સૂના રે;
હે ! સખી ! પ્રીતમનાં પગલાં સલૂણાં. પ્રીતમ—૦

પ્રીતમ ભવનની બની ભરવાડણ,
નિર્મળ જગાવું રસધૂનાં રે;
હે સખી ! પ્રીતમનાં પગલાં સલૂણાં. પ્રીતમ—૦

પ્રીતમની પગલીએ ત્રિભુવન નાચે,
પીયૂ વિનાના રંગ ઉણા રે;
હે સખી ! પ્રીતમનાં પગલાં સલૂણાં. પ્રીતમ—૦

મ્હારા જીવન પ્રેમ પારણે ઝુલાવૂં,
પ્રીતમછો પ્રાણ પ્રભૂના રે;
હે સખી ! પ્રીતમનાં પગલાં સલૂણાં. પ્રીતમ—૦

## નિર્મળ પ્રેમી ગીતડાં નિર્મળ હૈયાં કાજ.

સ્વજન હીંચે રે સ્વજન હીંચે,
શાણી હાલો હૂલે સ્વજન હીંચે.

શાણી સીંચે રે શાણી સીંચે,
મીઠું હૈયું સ્વજન હૈયે સીંચે.

મધુઘન ઝરણાં પાનથી અવનિ થનગન થાય,
વ્હાલક પરિમલ લ્હેરતી ભેટે જઈ ઘનરાય.

શાણી ડોલે રે શાણી ડોલે,
સ્વજન હૈયા સુવાસે શાણી ડોલે.

સ્વજન બોલે રે સ્વજન બોલે,
ઝુલત હૈયે સુંવાળે મોર બોલે.

ઉન્નત ગેબી ગાનથી રસિયાં રેલત રાસ,
નિર્મળ પ્રેમી ગીતડાં નિર્મળ હૈયાં કાજ.

# મૈયરનાં મેમાન.

બ્હેની ! આજે મ્હારે આવ્યાં રે મૈયરનાં મેમાન,
કંઈ કંઇ સન્દેશા પ્રિય લાવ્યાં રે મૈયરનાં મેમાન.

માત પાઠવે બોધ અમોલા વીર જુવે છે વાટ;
તાતજી મળવા તલપી રહ્યા છે બ્હેની રટે દીનરાત.

નવલાં હેત અલૌકિક લાવ્યાં રે મૈયરનાં મેમાન;
સખી ! આજે મ્હારે આવ્યાં રે મૈયરનાં મેમાન.

પ્રાણપ્રભુ હજુ મુછમાં મલકી પૂછે સુંવાળી વાત:
નયન મહિં તારલિયા નચવી શરમાવે મ્હને આજ.

આંગણુ તોરણિયાં ઉજાળ્યાં રે મૈયરનાં મેમાન;
સખી ! આજે મ્હારે આવ્યાં રે મૈયરનાં મેમાન.

અજબ ઝલકના ફુવારા સખી! અન્તરમાં ઉભરાય;
મ્હારી ઝપટમાં આજે આવે તે તે સૌ છંટાય.

મીઠાં સહોદર સરખાં મોઘાં રે મૈયરનાં મેમાન;
બ્હેની ! આજે મ્હારે આવ્યાં રે મૈયરનાં મેમાન.

# વ્હાલ સોહામણાં.

વ્હાલી ! આંખલડી સમ્ભાળો,
નવ નવ રંગપરે પડ ઢાળો,
શાને છાલક છાની મારો,
મ્હારે હૈયે કૈં કૈં થાય !

વ્હાલી ! આંખલડીને ઝોલે,
મ્હારૂં અન્તર ડગમગ ડોલે,
વ્હાલી ! ભાન ચઢયું ચગડોળે,
ક્યમ તમ આંખલડી પલકાય !

* * * *

વ્હાલાં ! તમ હૈયાં રસચાળા,
જેથી જાદુથી રઢિયાળા !
મ્હારે અન્તઃર શાને ઢાળ્યાં !
કહો ક્યમ નયનાં નવ પલકાય !

ભોળું પોચું હૈયું મ્હારૂં,
છે તમ જાદુમાં ભરમાયૂં,
સૌયે વાંક તમ્હારો જાણું,
કહો કયમ નયનાં નવ પલકાય !

## વ્હાલી ! યાદ ત્હને શૂં ના ?'

વ્હાલી ! યાદ ત્હને શૂં ના ?
દેવી ! યાદ ત્હને શૂં ના ?

નિર્મળ પ્રેમતણી બલીહારી,
ઉન્નત પ્રેમતણી બલીહારી,
મધુરી તે દિન નવલી જાણી,
વ્હાલી ! યાદ ત્હને શૂં ના ?

ત્હારી વ્હાલમ વેણુ વાતી,
નૌતમ પ્રેમી ગીતાં ગાતી,
વચમાં શરમાતી મલકાતી,
વ્હાલી ! યાદ ત્હને શૂં ના ?

હૈયાં સામા સામી હસતાં,
નયનાં ભેટી ભેટી રમતાં,
ગરવાં ગેલ અનેરાં કરતાં;
વ્હાલી ! યાદ ત્હને શૂં ના ?

ત્રિભુવન એનું બનેલું જાણી,
મીઠું સ્વર્ગ પરસ્પર માની,
દીધી લીધી કેવી લ્હાણી !

વ્હાલી ! યાદ ત્હને શું ના ?
દેવી ! યાદ ત્હને શું ના ?

# શિયળની સાડી.

સખી ! હર્ષની મટૂકી મ્હારી ઉભરાય અતી, ઉભરાય અતી;
સખી ! તોયે તે જરાયે નથી ખાલી થતી, ખાલી થતી;
સખી ! આસપાસ હર્ષની શી રેલ મચી, રેલ મચી !
સખી ! ભાળું સૌ જાગ જગે હર્ષે વસી, હર્ષે વસી;
સખી ! શિયળની સાડી મ્હને દિવ્ય મળી, દિવ્ય મળી;
સખી ! શોભા શી ઇશ વળી એમાં ધરી, એમાં ધરી.

ગગન તણો છે રંગ શો આછો મન હરનાર !
પે'રંતાં ચિતડું ઠરે વધે રૂપ અંબાર.
સખી ! કોરમાં શી લજ્જાની વેલડી ભરી !
સખી ! જોતાં છે લોક તણી આંખડી ઠરી.

સખી ! કીર્તિનાં ફૂલડાં વચ્ચે ભર્યાં, વચ્ચે ભર્યાં;
સખી ! કસોટી કીરણે ઝળકી રહ્યાં, ઝળકી રહ્યાં.

વળી વિનયની બૂટડી ભરેલ નૌતમ રીત,
ખેંચન્તી અન્તર અતી દિવ્ય જનોનાં નીત.
સખી ! પાલવે શી ધર્મતણી પાંદડી ભરી !
સખી ! પાંદડીઓ વચ્ચે ટેક–આંકડી કરી.

સખી ! મમતાની માથવટી સાદી દીધી, સાદી દીધી;
સખી ! દાનતણે દોરડે શી શિવી લીધી, શિવી લીધી !

કર્યો ક્ષમાનો છેડલો રસિયો છોગાદાર,
માયા મોતી મહિં ભર્યાં મન રંજક કીરતાર.

સખી ! સાડીનું પોત પતિભક્તિનું કર્યૂં;
સખી ! કુમળી કુમાસે મ્હારૂં કાળજું હર્યૂં;

સખી ! સાડીએ છે જગતનાં ચિત્તડાં હર્યાં, ચિત્તડાં હર્યાં.
સખી ! સાડીએ છે નામ કાંઈ અમર કર્યાં, અમર કર્યાં.

# સખીને આમન્ત્રણ.

સખી ! રમીએ આવો સૌ સ્નેહથી રે લોલ,
કરીએ મીઠી મીઠી વાતડી;
સખી ! દુઃખડાં સૌ દીનનાં ભૂલતાં રે લોલ,
સંચરીએ સૂખની વાટડી;
સખી ! આવો આવોને સૌ ખેલીએ રે લોલ,
લઇને વિનય ભલી ભાતથી;
સખી ! તાળી સૌ ઝીલીએ રંગથી રે લોલ,
રઢીયાળી રાત શી આજની !

રૂપમય ચાદર ચાંદલે પાથરી શી આ ઠીક,
એ પર આવો ખેલીએ ગાતાં રૂડાં ગીત.

જૂઓ ચાંદલો પણ કેવો હસી આંખમાંરે લોલ !
વિણી તારલાનાં ફૂલ ફેંકે લાડમાં રે લોલ !
ઝુકી ખેલતો શો જાય વિમલ આભલે રે લોલ !
સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !
સખી ! રમીએ-૦

શીતકર વાયૂ શો વળી, ઓઢી ફૂલ સુવાસ;
અજશિશુસમ ગેલથી, રસમય રેલે રાસ.

કદી આપણામાં કોડ કરી ઝૂમતો રે લોલ !
કદી વૃક્ષતણી ડાળ હિંચી ઝૂલતો રે લોલ !
કદી ગાય મૃદુ ગાન સંગ પાંદડે રે લોલ !
સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !

સખી ! રમીએ-૦

કોયલ મધુરી દૂરથી, લ્હેંકી બંસી નાદ,
સમજાવંતી સાનમાં, 'મૂકો જીવ ઉચાટ.'

સૂણી શીખ વધુ લલિત વાયુ હીંચતો રે લોલ !
વળી ચાંદલો શો દિવ્ય અમી સીંચતો રે લોલ !
મુકયો જીવનો ઉચાટ વાયુ ચાંદલે રે લોલ !
સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !

સખી ! રમીએ-૦

રંજક રજની સૌખ્યદા, ફેંકે હર્ષ તરંગ,
ઝીલી પીયે રસબસી, વાયુ-કોયલ-ચન્દ.

સખી ! ઝીલીએ આવોને ત્યારે આપણે રે લોલ !
વળી પ્રીત ધરી પીયે લળી આપણે રે લોલ !
સખી ! ઉર ખોલી ખેલે બધાં આંગણે રે લોલ !
સખી ! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ !

# સખીને આમન્ત્રણ. (૨)

સખી ! રમવા આવોને પ્રિય રાત

હાં.......હાંરે સખી ! મોંઘેરા મૂલ પ્રિય રાતના.

સખી ! ઝૂલે હસે છે નિશરાજ

હાં.......હાંરે સખી ! મોંઘેરા મૂલ તે રાજના.

વિશ્વઉપાધિ સૌંયે વિસરશું,

ઉન્નત તારલ સાથે ફરશું,

દેશું નિર્મળ હાસ;

હાં.......હાંરે સખી ! મોંઘેરા મૂલ તે હાસના.

સખી—૦

સ્નેહ સીંચનથી હૈયાં ખીલવશું,

વિમલ રમતના ફુલડાં વીણશું,

દેશું જગતને રાસ;

હાં.......હાંરે સખી ! મોંઘેરા મૂલ તે રાસના.

સખી—૦

રસહિન હૈયાં કોયલ કરશું,

અમુલખ ઉંઠા ભાવથી ભરશું,

દેશું પ્રભુના સાજ;

હાં.......હાંરે સખી મોંઘેરા મૂલ તે સાજના.

સખી—૦

# 'નારી બસ સરદાર.'

સબળ જગતમાં મર્દ ભલે પણ નારી બસ સરદાર,
નરજીવનની ગૌરવતાનો નારી હાથ સિતાર.

જગજનની અબલાની કોમલ અંગુલી જગ આધાર;
સ્વર્ગભણી હસી ભુલ ભુલ ઉડતાં જગનો પણ ઉદ્ધાર.
જગતનો નારી હાથ સિતાર. સબળ—૦

અઘોર ભયવનમાં અટવાતાં અબળ વહે દુઃખ ભાર;
સિંહપ્રજા હશે રવડી મરશે ભૂલશે જીવનમાન.
જગતનો નારી હાથ સિતાર. સબળ—૦

ચન્દ્રા તારા દીનમણી'ને વળી સુરગંગાના સ્નાન;
નારી હૈયું એ પર રમતાં બને નર ઉન્નત પ્રાણ.
જગતનો નારી હાથ સિતાર. સબળ—૦

સ્નેહ ટપકતે કનકને વાદળ ખેલે નભમાં નાર;
નર અન્તરમાં ક્ષિતિજ વિકસતાં દિવ્ય થશે સંસાર.
જગતનો નારી હાથ સિતાર. સબળ—૦

પ્રેમળ અન્તર તેજ ઝલકતાં જગ ઝળશે ઝલકાર;
વિશ્વ લીલા મધુ પ્રભુમય ખીલતાં રમશે સુર લલકાર.
જગતનો નારી હાથ સિતાર. સબળ—૦

અબલા પગલે અમોલ છાનું જગ જીવન સરનાર;
નારી અન્તરની અન્દર સૌ જગજીવન સુખ સાર.
જગતનો નારી હાથ સિતાર. સબળ—૦

# માછીને.

માછીડા ક્યમ મારે કોમળ પ્રાણને,
એ પણ શું નહિં જગતપતિ પરિવાર જો;
એને પણ છે કાયા કોમળ તું સમી;
વળી મીઠો છે મોહભર્યો સંસાર જો,
માછીડા ક્યમ મારે પ્રભુના બાળને.

કૃપા કરી બળદાન દીધું પ્રભુએ ત્હને,
તે શું દેવા નિર્બળ જીવને મારજો!
મોંઘેરો શું માનવનો અવતાર તે
વિફરી દેવો કરતાં કડવાં કાર્ય જો,
માછીડા ક્યમ મારે નિર્બળ પ્રાણને.

સ્નેહસુખી ચન્દા જો! ઉન્નત વ્યોમમાં,
હસતી વાદળીઓશું રમતી રાસ જો,
પ્રભુગુણગાયક ભડઅન્તર જળરાજવી,
ઉંચે સૂરે શીખવે પ્રેમી પાઠ જો,
માછીડા કંઇ શીખને પ્રેમી ગાનને.

દયા વિનાનું જીવતર તે શા કામનું,
નીર સૂકાં જ્યમ ઉંડા વ્યર્થ તળાવજો;
વાયૂ બળતા જ્યાં નવ શીતળતા ઝીલે,
તપતાં હૈયાં જ્યાં નવ લે રસ લ્હાવજો,
માછીડા ક્યમ મારે કોમલ પ્રાણને.

મરણ પછીથી મળવા પ્રભુઘરમાંડવાં,
અમર કુસુમના ધરવા કણ્ઠે હારજો,
ફેરા ફરી ફરી મર્ત્ય જગત નવ પામવા,
ધર્મ દયામાં ગૂંથવા સૌ વ્યવહાર જો,
માછીડા ક્યમ મારે પ્રભુના બાળને.

# જીવન સાર્થકતા.

કનક વાદળું વ્યોમે રમતું;
વાયુ અંકે ઝુલતું સરતું;
અવર બળે ઝગઝગતા ઝમતું;
સાર્થકતા શી એમાં !

ભલે શ્યામળ પણ અમિપુર વાદળ;
પાતું પ્રસાદી જગને શીતળ;
વિશ્વ લીલા ઝળકાવતું મંગલ;
સાર્થકતા કૈં એમાં.

# જીવન પ્રયાણ.

નથી સરલું રે જીવન જગ ઝીલવું;
ઉંડે અન્ધાર ઘાડેર વન હીંડવું;
મીઠાં બોલકણાં ભૂતડાં ભોળવે બહુ,
ખબરદારી ધરી દૃઢ ચાલવાનું.

ભોળ્યાં; લપસ્યાં; કુડ ખીણમાં ડૂબવાનું;
બીંજી પાપમાં અમૂલ જીવન ભૂલવાનું;
અમર ધામ તેજ શીળું નહિં ચૂમવાનું;
દીનદીન સડી રડી પછી ઝૂરવાનું.

આછી આછેરી પ્રભુગૃહ વાટલડી;
મીઠી મોંઘી પણ પ્રભુગૃહ છાંયલડી;
રમે નિત હુલી વસન્ત વાંસલડી;
રમે નિત ઝુલી પ્રેમફુલ પાંખલડી.

જીવન વાટડી વિકટ પ્રભુ પામવાની;
પૂણ્ય તેજથી આ વાટ ઝીણી ભાળવાની;

આધુ પ્રાણુની છે પગલીઓ ચાલવાની;
હૃદય આંખડી અચળ એમાં માંડવાની.

# 'અવર કટાક્ષે કદિ નવ ડરવું.'

અવર કટાક્ષે કદિ નવ ડરવું,
યોગ્ય લાગે તે હામે કરવું,
સૌએ સૌનું ફોડી લેવું.
કોઇને છે શું.

કહેનારાં તે કહેતાં ફરશે,
બોલી થાકી છાનાં રહેશે,
સમય સરિતમાં સૌએ વ્હેશે,
કોઇને છે શું.

# 'રોવું તે શાને!'

થવાનું તે થયાં કરશે,
વેશ બધા ભજવાયા કરશે,
દુ:ખ ઘાવ ત્યાં આવી પડતાં,
બ્હીવું તે શાને!

ભર દરિયામાં હોડલું હીંડ્યૂં,
મોજા ઘુઘવાટે શું બ્હીવૂં,
હામ ધરી હૈયે સૌ સ્હેવૂં,
રોવું તે શાને!

## ના બેસો રડવા.

હૃદય કમળ શોકે કરમાશે,
પાંખલડી સૌ પીંખી જાશે,
સ્વર્ગ મૃત્યુ પાતાળે ના છે,
તૂટીની બુટ્ટી.

બની વાતલડી નહીં બનવાની–
પ્રભુ ગૌરવતા નહીં કરવાની,
રડી રડી આંખલડી રોવાની,
યાદ તે આણે.

ગત ભૂત પિંજર ફૂંકી બાળો,
વર્તમાન સામેથી ઝાલો,
ભવિષ્ય પર અમિ નયનાં ઢાળો,
રંગમાં રહીને.

જીવન યુદ્ધનો જંગ મચ્યો જ્યાં,
નિરાશઆદિ શસ્ત્ર ઘુમે જ્યાં,

કાયર બનીને કરમાયે ક્યાં,
આવશે આરો !

શસ્ત્ર ઘાવ વાગ્યો તેથી શું,
ડોક નમાવીને રડવાનું ?
મનબળ ઔષધ પાસે નાશું,
સૌખ્યને કાજે !

હૃદય અને મનબળના જોરે,
ભવ્ય દિવ્ય ઇન્દ્રાસન ડોળે,
શોક તિમિર શું તે ના તોડે,
વીજને વેગે ?

સ્નેહાલય શુભ ઉભું કરવા,
આશા ઉમળકા શૂં ના ધરવા ?
બ્હીલા બની ના બેસો રડવા,
ભૂત સમ્ભારી.

ભૂતસ્મૃત્તિશોકકીડાને જોરે,
અન્ય કાર્ય પર લક્ષ ન હોડે,

દિનદિન જઇએ અવનતિ ખોળે,
બુદ્ધિ ભરમાયે.

શોક ધ્વંસનો જંગ મચાવી,
ક્ષણું એકમાં એ પટકાવી,
દિવ્ય દોર શુભ આશની ઝાલી,
સ્નેહથી દોડો.

જીવન પૃથુલ જનનું સમ્ભારો,
પ્રેમશૌર્યથી હૃદય ન્હવાડો,
નીતિ ટેક શુભ મનમાં આણો,
અન્તમાં યશ છે.

# વ્હાલાંને.

વ્હાલાં આવો ભેળાં થઇએ,
સઘળાં હળી મળી જગ સંચરીએ,
નિર્મળ આકાશે જઈ ઉડીએ,
હૈયાં ગુંથી વ્હાલાં.

વ્યોમે રસપુર વાદળ સરીએ,
એકમેકની ભૂલ વિસરીએ,
પ્રેમનયનથી ક્ષિતિજ નિરખીએ,
હસતાં રમતાં વ્હાલાં.

ભયઘટ ભવયાત્રા કરવામાં,
એકલડાં પાછાં પડવાનાં,
ભેળાં જગમાં વીર થવાનાં,
વ્હેલાં આવો વ્હાલાં.

જૂદા જૂદા ઝરણાં વ્હેતાં,
અતૂલ્ય જીવન રસળી ખોતાં,

ભેળાં થાતાં જગત ઘુઘવતાં,
વિશ્વ નિયમ એ વ્હાલાં.

વ્હાલાં વ્હાલ સજીને આવો,
ભેળાં થઇ લઇએ બહુ લ્હાવો,
જય જય નાદે જગત ગજાવો,
મોંઘેરાં હો ! વ્હાલાં.

# વ્હાલાં કહોને શું કરશો !

વ્હાલાં !

વિશ્વવાટિકા આપણ ચાલ્યાં,
સદગુણ દુરગુણ ફુલડાં મ્હાલ્યાં,
અજબ રંગ બન્નેમાં ભાળ્યાં,
કહોને શું કરશો ?

વિશુદ્ધ શાન્તિ સદગુણ ઝલકે,
મોહક ઠાઠે દુરગુણ મલકે,
ભાન ભૂલી અન્તર ત્યાં અટકે,
કહોને શું કરશો !

*　　*　　*　　*

સદગુણ ફુલડાં હૈયે લઇશું,
પ્રભુતેજથી અમર કરીશું,
મનુજીવનમાં દેવ દીપીશું,
એજ અમ્હારી શ્રદ્ધા.

## 'ભળ્યાં પ્રભુશું રમતાં'

સુખકર વાયુ હૈયાં ચૂમે,
પ્રણય ઝરન્તી ચન્દ્રની ઘૂમે,
નિર્મળ વેણુ કોયલ ઝૂમે,

ત્યાં આપણ હસતાં.

અજબ તેજ આંખોમાં ઝૂલ્યાં,
નિર્મળ પ્રેમથી હૈયાં ફૂલ્યાં,
દિન દુખના સૌ સ્મરણ ભૂલ્યાં,

ભળ્યાં પ્રભુ શું રમતાં.

# "પ્રેમીની ગત પ્રેમી જાણે."

પ્રેમીની ગત પ્રેમી જાણે, પ્રેમહીન તે શું કરશે !
ખાખરની ખીસકોલીતે શું સાકર સ્વાદ કદી સમજે !
મર્કટ આગે મણી પડેલું મૂલ્ય ત્હેનું તે શું કરશે !
બગલો ભૂંડો મીનથી રાચે કૌસ્તભ ક્યાંથી તે ધરશે !

પ્રેમામૃતની લહેજત લેતા જગમાં ફરતા કો વિરલા,
પાન મધૂરૂં મીઠડું કરતા, મીઠડા બનતા તે હીરલા,
જ્યાં જ્યાં હરતા ફરતા ત્યાં શી લ્હેંક મીઠડી સંચરતી,
હૈયાં નિર્મળ શીતળ કરતી મઝા મીઠડી શી દેતી !

ધન્ય ધન્ય તે જન્મ્યો જગ પ્રભુપ્રેમરસે ગુલતાન બન્યો,
દિવ્ય પ્રેમથી આત્મ રસીને, પ્રેમ મહિં નિજ ભાન ભૂલ્યો,
પ્રેમ પ્રેમ'ને પ્રેમજ દેખી પ્રેમી સારી ખલક ગણી,
પ્રેમમયી નિજ બાથો બનિયો, જીવન ગયું સઘળું સુધરી.

# રૂદનમાં સ્મિત.

રૂદનમાં નાર કાન્તિની કલા કૈં કૈં ખીલે,
રૂદનમાં મન્દ હસવામાં કલા કૈં કૈં ખીલે.

સરતી ઝીણી વાદળી રડતી વ્યોમે જાય;
'ઝાઝા' કરતો ચાંદલો આછલડો મલકાય.

હૃદય નરમાવતી ખૂબી નભે કુંળી ખીલે,
રૂદનમાં નાર હસવાથી નવલ ખૂબી ખીલે.

તનદાહક લૂ રણુ મહીં ભર ઉન્હાળે વાય;
અચબુચ નિરખી છાંયડી હૈયું શીતળ થાય.

તપ્યા તનને મળે શાન્તિ ઢળી આંખો ખીલે;
રૂદનમાં નાર હસવાથી કલા શીળી ખીલે.

અબોલ શોકી વાંસળી નયને નારી ગાય;
વચ્ચે નાજુક રસ ભર્યા લલિત સૂર લચકાય.

અસર એની પરેસ્તાની કુસુમ સૂકયાં ખીલે,
રૂદનતી નારને સ્મિતે અજબ જાદૂ ખીલે.

## ધ્વંસ એ ધન્ધે.

જગત ખેલમાં જીવન ફાવ્યૂં,
પ્રેમસલિલ અપિ હૃદય ન નાહ્યૂં,
સનમ-કમળ કદિ હાથ ન આવ્યૂં,
જીવવું ઠાલી.

સનમ પ્રાપ્તિનો મંત્ર જાણ્યો ના,
પ્રેમભક્તિનો ભેદ શિખ્યો ના,
સ્વાર્થઅશ્વપર જગત ઘુમ્યો હા,
ધ્વંસ એ ધન્ધે.

# અમ્હારી આશા.

કેવલ એટલી આશ, જગતમાં કેવલ એટલી આશ.

પળભરનું અમ ટુંક જીવન મધુ કુસુમ સમુ સોહ્યાય;
હસતાં રમતાં કે છૂંદાતાં સૌરભ વેરત જાય.
અમોને કેવલ એટલી આશ. કેવલ-૦

પરહિત સેવન સાધનમાં નિત અન્તર અમ હરખાય;
ક્ષુદ્ર હુંપદ કે સ્વારથનો નહીં પડે હૃદય પડછાય.
અમોને કેવળ એટલી આશ. કેવલ-૦

દેશભક્તિ પુર ગાન મધૂરાં નિધિસમ હૈયું ગાય;
ભડગીતસૂરે નિશદીન મીઠાં જીવન પગલાં જાય.
અમોને કેવલ એટલી આશ. કેવલ-૦

મૃત્યુ ભય કદી હૃદય ધરે નહીં કર્તવ્યે રંગાય;
મર્ત્ય જગત પર સ્વર્ગ મ્હાલતું પ્રભુમય જીવન થાય.
અમોને કેવલ એટલી આશ. કેવલ-૦

# પવન અને તારો.

પવનિયા ! ઇચ્છિત જેમ વાજે,
નહીં આ તારલિયો બુઝાશે,
ત્હારી મૂર્ખાઇ પર મલકાશે,
એને ભીતિ ના કાંઇએ.

એ છે શૂરા હૈયા વાળો,
નહીં એ જગજનસમ રોનારો,
નહીં જે કો'થી પણ બ્હીનારો,
તે શૂં ત્હારાથી બ્હીશે !

ભલે તૂં ચીસો પાડી દોડે,
ભલે તૂં વન ગામો ઉખેડે,
ભલે તૂં ભડગિરિશૃંગો તોડે,
તદપિ જરીએ ના ડગશે.

અહર્નિશ પ્રભુગીતે મચનારો,
છે એ દિવ્ય મનોબળ વાળો,

તેથી એ ગગને ઘુમનારો,

નહીં તુચ્છ ભયે ડરશે.

મને તવ શક્તિ તારા ! દેજે,
નહીં પછી તોફાની ભય રે'શે,
દિન નિશ પ્રભુ-ગીતે ચિત વ્હેશે,

આત્મ અનન્તમાં રમશે.

# થાવાનું તે થાશે.

હસતા તારા સૌ લોપાશે;
સબળ સૂર્ય પણ ઝાંખો થાશે;
અદ્દભૂત રંગી જગ ઝંપટાશે,
વિશ્વ બધું વિખરાશે.

નિશ્ચલ કાંઇએ નથી રહેવાનું,
સમય થતાં સૌયે જાવાનું,
મરણ પછી શાને રોવાનું !
થાવાનું તે થાશે.

# ‘ મૃત્યુની પરવા નહીં. ’

મૃત્યુની પરવા નહીં, અમ મૃત્યુથી ડરિયે નહીં,
આત્મા અમ્હારો અમર ત્યાં શું મૃત્યુથી બ્હીયે વળી.

મૃત્યુ થાતાં જીંદગી પલ્ટાશે જૂદા વેશમાં,
મીટ્ટીમાં મીટ્ટી જશે જઇશું અમ્હે પ્રભુઅંકમાં.

નીંદ શું ના માંદગીનો સુખભર્યો આરામ છે !
મૃત્યુ શું ના જીંદગીનો સુખભર્યો આરામ છે !

વૈદ્ય સૌયે માંદગીમાં નીંદને સારી ગણી,
છે જીંદગી આ માંદગી તો મૃત્યુનીંદ શું શુભ નહીં !

કોઇ કહેશે જીંદગીને માંદગી અમ ના ગણું,
એને અમ્હે તો પૂછીએ ચશ્મો તમ્હારી ક્યાં ગઇ !

નજર તમ્હારી છે ટુંકી તમ દૂરનું દેખો નહીં,
કૂવે ઉભો રહી ટેકરીના જેવું ભાળે કો કહીં.

કૂવા મહીંનો દેડકો જાણે કુવામાં છે મઝા;
રહેઠાણ એને એ ગમે નિત્યે પડ્યો કૂવો સહી.

આવો જરા ઉંચે ચઢી નાંખો નજર આ જીંદગી;
તમ કબૂલ કરશો જીંદગી છે માંદગી નિશ્ચે ખરી.

આ જીંદગીની માંદગીનો મૃત્યુ છે આરામ જ્યાં,
હેવાન એવો કોણ ખડકે મૃત્યુને ડરશે વળી.

# દિગન્તે દીપક.

વન વગડામાં આપણ ચાલ્યાં,
વાટે ઘોર નિશાએ ઝાલ્યાં,
ભવ્ય ભયાનક ભક્ષક ભાળ્યાં,
ભીતિ ત્યાં શાને !

દિગન્ત પ્રભુમય તારક ધ્રૂજે,
કણ્ટક-શૈયા વચ્ચે ખૂંચે,
જાણ્યા ના વાટલડી સૂઝે,
જેમ ! લઈ જાને.

# શૂકને.

અગમ્ય ડાળે ચઢી બેઠો ક્યાં ? ક્યમ શુક હઠ ના છોડે ?
પ્રેમભક્તિ પોકારૂં ક્યમ ના મૃદુ વાણિથી બોલે !
વિજ્ઞપ્તિ મુજ ધ્યાને લઇ પ્રિય હસી વ્હાલા કંઇ જોને !
રસોદધિ ડુબવૂં હા !

ડુબાવી મુજક્ષુદ્ર કાય આ તુજ રૂપ થાવું હા !
ઉંચી ડાળે ઝૂલતાં રમતાં પ્રેમગાન ગાવું હા !
હરે ! હો ! અભેદ ગાન ગાવું હા !

## "ફુલડું છે એક પ્રીછયું"

યારી શું ભૂંડી ધારૂં રે, ભ્રમર બની,
યારી શું ભૂંડી ધારૂં,
માને કેમ મન મ્હારૂં,
ભટકું શું ભારી રે, ભ્રમર બની યારી શું-૦

વિધવિધ વાસ લોભી,
થાઉં શું કો'દી ભોગી,
પ્રભુ માયા તોડી રે, ભ્રમર બની યારી શું-૦

ફુલડું છે એક પ્રીછયૂં,
મન રંગે તેસું રીઝયૂં!
અવર ના ઇચ્છૂં રે, ભ્રમર બની યારી શું-૦

## "જગતના લોકને છે શું."

જગતના લોક છે કૂડા, જગતના લોક છે ભૂંડા,
ગમે તે તે કરૂં તેમાં, જગતના લોકને છે શું.

ગમે ત્યાં ત્યાં ફરૂં તેમાં, ગમે ત્યાં ત્યાં વસૂં તેમાં,
ગમે તે તે પુજૂં તેમાં, જગતના લોકને છે શું.

મ્હને જે લાગતું સારૂં, જગતના લોકને તે ના,
મ્હને સારૂં મ્હને પ્યારૂં, જગતના લોકને છે શું.

જગતના લોકને કડવું, મ્હને તે લાગતાં મીઠું,
પ્રિતેથી જો પિઉં તે તો, જગતના લોકને છે શું.

ગમે ત્યારે હસૂં તેમાં, ગમે ત્યારે રડું તેમાં,
ગમે તે તે કરૂં તેમાં, જગતના લોકને છે શું.

ગમે તેની ધરૂં યારી, ગમે તે ચિત્તથી ચાહૂં,
ગમે તે તે લઉં તેમાં, જગતના લોકને છે શું.

જગતની ના મ્હને પરવા, જગત પરવા ધરે શાને,
જગતને ના ગણૂં હું તો, જગતના લોકને છે શું.

ગમે તો છૂં ઘણો ડાહ્યો, ગમે તો છૂં ઘણો ગાંડો,
ફિકર નહીં જો મ્હને તેની, જગતના લોકને છે શૂં.

જગત પાસે નથી લેવું, જગતનૂં ના મ્હને દેવૂં,
તથાપિ શૂં પડ્યું પૂઠે, જગતના લોકને છે શૂં.

જગત પજવૂં નહીં હૂં તો, જગત પજવે મ્હને શાને,
સદા મુજ ધૂનમાં રહૂં તો, જગતના લોકને છે શૂં.

જગત તૂં છોડને છેડો, જગત તૂં છોડને છેડો,
નથી દરકાર મ્હારે તો, જગતના લોકને છે શૂં.

## અમ્હે !

અમ્હે તો પ્રભુજીના હો બાલ, અમ્હારી લેશે એ સમ્ભાળ;

સદાયે લેશે એ સમ્ભાળ.

પ્રભુપદપંકજ શીર અમ મૂકે

ત્યાં શી સ્મરવી કાલ;

પ્રભુઘરના અમે તારલિયા પછી

અમને શી દરકાર !

અમ્હે તો—૦

જગપતિના અમ્હે અંશ ઝલકતા

નહીં કદીયે રડનાર;

મરણુ તણી પરવા નવ ધરીએ,

ગરીબ શૂં કરનાર.

અમ્હે તો—૦

અમ માટે છે વિશ્વ ઉઘાડું,

જ્યાં ત્યાં બસ રમનાર.

ભયઘન ઘાડાં કે કુલ હસતાં
સૌશું મિત્રાચાર.
અમ્હે તો—૦

અમ હૈયામાં તેજ નિરન્તર
દિવ્ય કરે ચમકાર;
અમ સંગાથે હૈયાં સાંધે
ત્હેને નહિં અન્ધાર.
અમ્હે તો—૦

## બન્ધન છૂટયાં.

બન્ધન છૂટયાં બન્ધન છૂટયાં અમ આત્મને આલ્હાદ શો !
રમશું હવે ઉન્નત રસે પ્રભુપ્રેમનો ઉન્માદ શો !

કદી ધ્રુવવતી નિધિછોળ બનશું ગૂઢ ભેદો ખોલવા,
કદી વિમલસર સંગિત થઇને પાશું પીશું લ્હાવ શો !

બન્ધન છૂટયાં-૦

કદી વનપતિ વીરકણ્ઠ વસશું ઘટ તિમિરમાં ત્રાડશું,
કદી મૃદુકુસુમ પરિમલ બની પ્રસરાવશું પ્રીતભાવ શો !

બન્ધન છૂટયાં-૦

કદી હિમગિરિ જગ ટોચ જૈ કુંજું નભ બની જગ નિરખશું,
કદી ભૂતળને ઉંડાણ વિચરી શોધશું સંતાપ શો !

બન્ધન છૂટયાં-૦

કદી વિશ્વમય થઇ હરખશું કદિ વિશ્વ પુરશું અન્તરે,
ભડ સત્યશોધન વિહરશું ત્યાં આત્મને ઉજાસ શો !

બન્ધન છૂટયાં-૦